# 7. અલ્લક દલ્લક

બાલમુકુન્દ દવે

આ ઊર્મિગીતમાં રાસલીલાનો પ્રસંગ વણી લેવાયો છે. બાળકોને ગાવું ગમે એવું આ કાવ્ય છે. એમાં પ્રાસ, ઢાળ તેમજ શબ્દ નોંધપાત્ર છે.



અલ્લક દલ્લક, ઝાંઝર, ઝલ્લક,
રઢિયાળો જમનાનો મલ્લક,
એથી સુંદર રાધાગોરી,
મુખડું ઝળકે ઝલ્લક ઝલ્લક !



આભે પૂનમ ચાંદ ઊગ્યો છે,
રાસ ચગ્યો છે છમ્મક છમ્મક!
ગોપી ભેળો કાન ઘૂસ્યો છે,
ઢોલક વાગે ઢમ્મક ઢમ્મક !



રાધિકાનો હાર તૂટે છે,
મોતી ચળકે ચલ્લક ચલ્લક !
બધાં જડ્યાં પણ એક ખૂટે છે,
રુએ રાધિકા છલ્લક છલ્લક !



લીધું હોય તો આલને, કાના !
મોતી મારું ચલ્લક ચલ્લક !
તારાં ચરિતર છે ક્યાં છાનાં ?
જાણે આખો મલ્લક મલ્લક !

કાને ત્યાંથી દોટ મૂકી છે,
રીસ ચડી ગોપીજનવલ્લભ.
કદંબછાયા ખૂબ ઝૂકી છે,
બંસી છેડે અલ્લપ ઝલ્લપ !





રાધા દોડે ચિત્ત અધીરે,
રાસ રચ્યો છે અલ્લક દલ્લક
સૂર વણાયે ધીરે ધીરે,
ઉર તણાયે પલ્લક પલ્લક !

અલ્લક દલ્લક ઝાંઝર ઝલ્લક,
રઢિયાળો જમનાનો મલ્લક,
એથી સુંદર રાધાગોરી,
મુખડું ઝળકે ઝલ્લક ઝલ્લક !



## શબ્દસમજૂતી

**ઝાંઝર** પગે પહેરવાનું એક ઘરેણું **રઢિયાળો** આંખ ઠારે તેવો, સુંદર, મનમોહક **જમના** યમુના **મલ્લક** મુલક, પ્રદેશ **ઝળકે** ચમકે **ઝલ્લક ઝલ્લક** ઝળક ઝળક **ચગ્યો છે** ખૂબ ઝડપથી ગોળ ગોળ ફરી રહ્યા છે, સરસ રીતે ખેલાઈ રહ્યો છે **ઢોલક** ઢોલ **આલને** આપને **કાનો** કનૈયો, બાળકૃષ્ણ **ચરિતર** ચરિત્ર **ગોપીજનવલ્લભ** ગોપીઓના વહાલા કૃષ્ણ **કદંબ** એક વૃક્ષનું નામ **બંસી** વાંસળી **અલ્લપ ઝલ્લપ** અલપ ઝલપ, દૂરથી આછેરું સંભળાય તે રીતે

## રૂઢિપ્રયોગ

**ઉર તણાવું** – દિલ ખેંચાવું

## ભાષાસજ્જતા

- **જોડાક્ષરવાળા શબ્દો વાંચો :**

**અલ્લક, દલ્લક, ઝલ્લક, મલ્લક, છમ્મક, ઢમ્મક** વગેરે જેવા શબ્દોમાં એકસરખા બે મૂળાક્ષરો છે. સદંડી મૂળાક્ષરો એટલે દંડવાળા મૂળાક્ષરો. જેવા કે ખ, મ, લ, ય, સ, વ વગેરે.

અહીં ગીતને શબ્દોના પ્રાસને કારણે લય મળ્યો છે.

### સમાનાર્થી કહેવતો

**ઉદાહરણ :**

| | |
|---|---|
| **કાંકરે કાંકરે પાળ બંધાય** | ટીપે ટીપે સરોવર ભરાય. |
| **અધૂરો ઘડો છલકાય** | ______________ |
| **દાઝ્યા ઉપર ડામ** | ______________ |
| **ગાજ્યા મેઘ વરસે નહિ** | ______________ |
| **ઝાઝા હાથ રળિયામણા** | ______________ |

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નોનો જવાબ એક-એક વાક્યમાં લખો :**

(1) રાધા કોના કરતાં સુંદર છે ?

(2) રાસ ક્યારે રચાયો છે ?

(3) રાસમાં કોણ કોણ રમે છે ?

(4) શ્રીકૃષ્ણ ક્યાં બેસીને બંસી વગાડે છે ?

(5) રાધિકા કોની પાસે શું માગે છે ?

**2. નીચેની કાવ્યપંક્તિ પૂર્ણ કરો :**

રાધિકાનો ....................................................

....................................................

.................................................... છલ્લક છલ્લક

**3. રાસ-ગરબા અંગેનો તમારો અનુભવ લખો.**

**4. જોડાક્ષરવાળા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો.**

**ઉદાહરણ :** ઝલ્લક ઝલ્લક

(1) ________ (2) ________ (3) ________

(4) ________ (5) ________ (6) ________

**5. નીચે આપેલા શબ્દોને તમારી બોલીમાં લખો :**

(1) બધાં ________ (4) મૂક્યું ________

(2) ચાલ્યો ________ (5) આપ્યું ________

(3) કહ્યું ________ (6) શાળા ________

### 6. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :

રાસલીલા, મુખડું, આભ, રાધાગોરી, રઢિયાળો, રાસ

(1) ________ (2) ________ (3) ________

(4) ________ (5) ________ (6) ________

## પ્રવૃત્તિ

- પુસ્તકાલયમાંથી કૃષ્ણગીતો મેળવીને તેનો હસ્તલિખિત અંક તૈયાર કરો.
- આ ગીત અભિનય સાથે પ્રાર્થનાસભામાં રજૂ કરો.



# પુનરાવર્તન 2

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) ગળે પડવાની ટેવ કઈ બીમારીને વધારે હોય છે?

(2) નર્મદાનો શો અર્થ થાય છે?

(3) રાધિકા કોની પાસે શું માગે છે?

**2. 'નર્મદા' નદી વિશે પાંચ વાક્યો લખો.**

**3. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો આપો :**

(1) ખબર ________ (2) તસ્દી ________ (3) શિલા ________

(3) કિનારો ________ (5) લાભ ________ (6) પર્વત ________

**4. કૌંસમાંથી યોગ્ય શબ્દ પસંદ કરીને લખો :**

(1) ________ ના રંગોમાં તું રમી રહ્યો રળિયાત. (મેઘધનુષ્ય, મેઘઘનુષ્ય)

(2) ________ નગરીમાં એક મોચી રહેતો હતો (કાસી, કાશી)

(3) લાવ ને, જરા મોચીને ત્યાં ________ મારું (આંટો, આટો)

(4) મારે સજ્જનને અમુક કામને અંગે ________ જવાનું હતું. (મરવા, મળવા)

**5. કૌંસમાંથી યોગ્ય શબ્દ પસંદ કરીને લખો :**

(1) રસ્તા વચ્ચે ________ પડ્યો હતો. (પત્થર, પથ્થર)

(2) સવારે મેં ________ કર્યો હતો. (નાસ્તો, નાસતો)

(3) મારો જીવ ________ થઈ ગયો. (અદ્ધર, અધ્ધર)

(4) સૂર્ય એ ઊર્જાનો અખૂટ ________ છે. (સ્રોત, સ્ત્રોત)

## 6. નીચેનાં વાક્યોમાં સંજ્ઞા નીચે લીટી દોરો.

(1) મારે એક જાણીતા સજ્જનને મળવા જવાનું થયું.

(2) ગુજરાતની પૂર્વે મધ્યપ્રદેશ રાજ્ય આવેલું છે.

(3) નર્મદા બેટમાં કબીરવડ આવેલો છે.

## 7. નીચે આપેલા રૂઢિપ્રયોગોના અર્થ લખી વાક્યોમાં પ્રયોગ કરો :

(1) કિંમત કરવી - ______________________________

______________________________

(2) નિસાસો નાખવો - ______________________________

______________________________

(3) ઉર તણાવું - ______________________________

______________________________

(4) સ્વપ્ન ફળવું - ______________________________

______________________________

## 8. નીચેનાં દરેક વિરામચિહ્નનો ઉપયોગ થતો હોય તેવાં બબ્બે વાક્યો લખો :

(3) પૂર્ણવિરામ (3) અલ્પવિરામ (3) પ્રશ્નચિહ્ન (3) ઉદ્ગારચિહ્ન

## 9. નીચેના આપેલા શબ્દોને શબ્દકોશના ક્રમમાં લખો :

ત્રાડ, ત્રીજું, ત્રેવડ, ત્રાંસું, ત્રિકોણ

(1) ________ (2) ________ (3) ________ (4) ________ (5) ________



# 8. ચરણોમાં

યૉસેફ મૅકવાન

આ કાવ્યમાં ઊઘડતા પ્રભાત વેળાના કુદરતી વાતાવરણનું અસરકારક નિરૂપણ કરવામાં આવ્યું છે. કવિએ કુદરતની સુંદરતા અને તાજગીનો અનુભવ આપણા સુધી પહોંચાડવા પ્રયત્ન કર્યો છે.



ઉગમણે આભમાં રેલાયા રંગ,
ચરણોમાં ચાલવાનો ઊછળે ઉમંગ.
પંખીની પાંખમાં,
નાનકડી ચાંચમાં,
લહેરે છે વગડા ને ઝરણાંનાં ગાન,
ચોપાસે પહાડ, નદી ઊઘડે મેદાન
કલ્પનાને દોર સરી જાઉં એની સંગ;
ચરણોમાં ચાલવાનો ઊછળે ઉમંગ.
દૂર અને પાસમાં,
લીલેરા ઘાસમાં,
ધરતીની મ્હેક પીતો વાયુ ચકચૂર,
ઝાકળમાં ઝીણેરા કિરણોના સૂર.
મન એમાં આળોટે મારી છલંગ;
ચરણોમાં ચાલવાનો ઊછળે ઉમંગ.

## શબ્દસમજૂતી

**ઉગમણે** સૂરજની ઊગવાની દિશામાં **આભમાં** આકાશમાં, ગગનમાં **ઉમંગ** ઉત્સાહ, હોંશ, આનંદ **વગડા(નાં)** જંગલ કે વેરાન પ્રદેશ(નાં) **ચોપાસે** ચારે બાજુએ **ઊઘડે મેદાન** મેદાન ખુલ્લું થાય, વિશાળ મેદાન દેખાવા લાગે (સૂર્યનો પ્રકાશ રેલાતાં પહાડ-મેદાન વગેરે સ્પષ્ટ દેખાય - ખુલ્લાં થાય છે.) **કલ્પનાને દોર** કલ્પનાના આધારે, કલ્પનાની મદદથી **ચકચૂર** (અહીં) ધરતીની સુગંધથી પવન મસ્તીભર્યો લાગે છે તેનો ઉલ્લેખ છે **ઝીણેરા** સાવ બારીક, તદ્દન ઝીણા **છલંગ** લાંબો કૂદકો, ઠેકડો, ફલંગ

## ભાષાસજ્જતા

- **પ્રાસ :**

કાવ્યની પંક્તિને અંતે સરખા ધ્વનિવાળા શબ્દોથી પ્રાસ રચાય છે. પ્રાસને લીધે કવિતા યાદ રહે છે અને કાવ્યમાં મધુરતા વધે છે. જેમ કે,

- રેલાયા રંગ
  ઊછળે ઉમંગ
- પંખીની પાંખમાં
  નાનકડી ચાંચમાં
- દૂર અને પાસમાં
  લીલેરા ઘાસમાં
- વાયુ ચકચૂર
  કિરણોના સૂર

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) ઉગમણે આભમાં શું દેખાય છે ?

(2) ચરણોમાં ચાલવાનો ઉમંગ શા માટે ઊછળે છે ?

(3) પંખીની પાંખમાં અને નાનકડી ચાંચમાં શાનાં ગાન લહેરે છે ?

(4) મન ક્યાં આળોટે છે ?

## 2. નીચેની પંક્તિઓનો ભાવાર્થ સમજાવો :

ધરતીની મ્હેક પીતો વાયુ ચકચૂર,
ઝાકળમાં ઝીણેરા કિરણોના સૂર.
મન એમાં આળોટે મારી છલંગ;
ચરણોમાં ચાલવાનો ઊછળે ઉમંગ.

## 3. નીચેના શબ્દોનો ઉપયોગ કરી એક-એક વાક્ય લખો :

ઉમંગ : ____________________

ચોપાસ : ____________________

ચકચૂર : ____________________

સૂર : ____________________

છલંગ : ____________________

## 4. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :

પૂર્વ : __________

ઠેકડો : __________

વાયુ : __________

ગગન : __________

પહાડ : __________

પંખી : __________

## 5. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :

ઉગમણું × __________ પ્રકાશ × __________ નાનું × __________

આકાશ × __________ ઉત્સાહ × __________ દૂર × __________

## 6. નીચેના શબ્દોના પ્રાસમાં વપરાયેલા શબ્દો કાવ્યમાંથી શોધીને લખો :

(1) રંગ __________

(3) સંગ __________

(2) ગાન __________

(4) છલંગ __________

### પ્રવૃત્તિ

- કવિ ત્રિભુવન વ્યાસનાં ગીતો મેળવીને ગાઓ.



# ૧. કદર

દોલત ભટ્ટ

**પ્રસ્તુત લોકકથામાં કથાનાયક વાલા કેસરિયાની કોઈ પણ જાતની ઓળખાણ વગર મદદ કરવાની ભાવના અને ઉદારતા પ્રકટ થાય છે. રાઘોબા અમરેલીના સૂબા બન્યા પછી પોતાની આબરૂના રખેવાળને યાદ કરી કદર કરવાનું ભૂલતા નથી. આ વાત અહીં લોકકથાની શૈલીમાં રજૂ કરવામાં આવી છે.**

કરણુકી નદી આમ તો નાનકડી. પ્રવાહેય પાતળો પણ એનો કાંઠો બારેય માસ લીલો કુંજાર રહેતો. કરણુકીનો કાંઠો ચરી એનાં ટોપરાં જેવાં પાણી પીને પશુઓ ગામમાં પાછાં વળતાં. આવી રૂપકડી કરણુકીના કાંઠે ગરણી ગામ આવેલું છે. ગરણી ગામ તો ખોબા જેવડું પણ એની રૂડપ ઊડીને આંખે વળગે એવી.



ગામમાં વસનારાં માણસો ઓલદોલ. તેમાં સૌ કરતાં સવાયો એક આદમી વાલો. જાતનો ચારણ. તેનો ધંધો ઘોડા વેચવાનો અને લેવાનો. નાનપણથી જ એને ઘોડા સાથે ભારે હેતપ્રીત. અરબી, પંજાબી, કચ્છી અને કાઠિયાવાડી ઘોડાઓ વાલા કેસરિયાના તબેલામાં હણહણાટી કરે.

આવો વાલો કેસરિયો એક દિ' વડોદરામાં જઈને ઊભો રહ્યો. મીટ મંડાતાં જ મન ઠરી જાય એવા ઘોડા જોઈને સૌ રાજી રાજી થઈ જાતાં. હજાર રૂપિયાની વાંસણી કેડ્યે બાંધીને નીકળેલા કેસરિયાની વાંસણીમાંથી વાટખરચીમાં પાંચ સો તો વપરાઈ ગયા હતા. એક પણ ઘોડો ખપતો નો'તો. એની કિંમત સાંભળીને સૌ પાછાં વળી જતાં.

આખરે કેસરિયાએ વડોદરાને રામ રામ કરીને ગરણી ભેગા થઈ જવાનો નિર્ણય કર્યો.

વડોદરા ઉપર ભગવાન સૂરજદાદાનાં તેજ પથરાવા માંડ્યાં છે. જાતવંત પાંચ ઘોડાઓને દોરીને વાલા કેસરિયાએ વડોદરાને વેગળું મૂકવા પગ ઉપાડ્યા. પાણીપંથા ઘોડાઓ અને પાછા વગર અસવારના, પછી એની ચાલમાં પૂછવું શું ? કેસરિયાએ એક ઘોડા ઉપર રાંગ વાળી. બાકીના પાંચેય ઘોડાઓ એની ફરતા થનગનતા ચાલવા માંડ્યા. જાયદી ખજૂરની પેશી જેવો વાન, હાથ મૂકો તો લપસી જાય એવી સુંવાળી ચમકતી ચામડી. કાન સોરીને દોઢ્યે ચડાવતા.

જાણે ભગવાનને ઘરેથી મલમલ ઓઢીને આવ્યા હોય એવા ઘોડાઓ રમતે ચડ્યા છે.

વાલાનું મન આજ વડોદરા માથેથી ઊઠી ગયું છે. ઝટ પોતાના ગામ ગરણી ભેગા થવા મનમાં અજંપો જાગ્યો છે. પણ ગરણી કાંય ઘોડાને ઘરે થોડું છે ?

વાટ ખરચીની વધેલી પાંચ સો રૂપિયાની વાંસણી કેડ્યે બાંધી છે. પોતાની ખોરાકી અને ઘોડાના જોગાણની જોગવાઈ એમાં ભલી ભાત્યે થઈ જાશે એવી ધરપત હૈયામાં છે. વડોદરાની બહાર પગ દીધો ત્યાં તો એક ખોરડામાંથી ગોદડાં-ઠામ-વાસણ, ઘરની નાની-મોટી તમામ જણસોનો ઢગલો જાતે ભાળ્યો. બે'ક ડગલાં આગળ હાલ્યો ત્યાં નાનાં છોકરાંનાં કાળજાં કંપાવે એવાં કાળાં બોકાસાં સંભળાણાં. કૂણા હૈયાવાળા વાલા કેસરિયાથી ઘોડાની લગામ તણાઈ ગઈ. તમાશો જોવા ટોળું ભેગું થયું હતું. ઘોડેથી ઊતરીને ટોળાને વીંધીને વાલો ઘરની લગોલગ જઈને ઊભો રહ્યો. જોતાં જ કેસરિયો મામલો પામી ગયો. લેણદારની ટાંપ ઊતરી હતી. ગાભા-ગોદડાં, ઠામ-ઠીકરાં ઠેબે આવતાં હતાં. યુવાન મરાઠાના મોં ઉપર મશ વળી ગઈ હતી. ટાંપ લઈને આવનાર શેઠ ઉપર વાલાએ નજર ધ્રોબી સવાલ કર્યો.

''શેઠ કેટલા રૂપિયાનું લેણું ? આંકડો બોલો ?''

''ભાઈ, તારો મારગ તારી રાહ જોવે છે, હાલતો થા.''

શેઠના અવાજમાંથી તિરસ્કાર છૂટ્યો.

''બાપ બોલો કેટલાનું લેણું, આ છોકરાંનાં આંહુડાં મારાથી જોવાતાં નથી.''

શેઠનો મિજાજ તરડાયો :

''આવ્યો મોટો કેટલાનું લેણું ? દાતારનો દીકરો.''

''ખેસ ફંગોળતાં શેઠે કહ્યું : ''બોલ રૂપિયા પાંચ સોનું બિલ ભરવું છે ?''

એક પળને બીજી પળે કેસરિયાએ કેડ્યેથી વાંસણી છોડી મૂળાના પતીકા જેવા પાંચ સો ગણી દીધા. ઉપરથી ફિરશ્તો ઊતર્યો હોય એવું જુવાન મરાઠાને લાગ્યું. પ્રામાણિકતાની પછેડી ઉપર પગ દઈને જીવતા યુવાન મરાઠા રાઘોબા ફાટી આંખે વાલા કેસરિયાને જોઈ રહ્યા.

સદાય ખુમારીમાં તરબોળ રહેતા રાઘોબાના મનમાં કાઠિયાવાડી પાઘડીવાળો વાલો કોતરાઈ ગયો.

''તમારું નામ !''

''નામ ભગવાનનું કામેય ભગવાનનું.'' બોલીને ઘોડે ચડીને હાલવાની તૈયારી કરતા કેસરિયાના ઘોડાની વાઘ પકડીને જુવાન મરાઠો બોલ્યો,

''તમારું નામઠામ ન આપો તો તમને મારા છોકરાના સમ છે.''

લાચાર બનેલા વાલાએ બે બોલ કીધા,

''મારું નામ વાલો કેસરિયો. ગામ મારું ગરણી, અમરેલી પરગણાનું. લ્યો રામે રામ.'' બોલીને વાલાએ ઘોડાને હાંકી મૂક્યો. મરાઠાનાં છોકરાંનાં આંસુ લૂછીને નીકળેલા કેસરિયાએ રનોલીમાં એક ઘોડો વેચીને વાટ ખરચી કાઢી લીધી.

વાત ઉપર દોઢ દાયકો ગડથોલિયાં ખાઈ ગયો.

ગરણી ગામ માથે પ્રભાતનાં તેજ પથરાવા માંડ્યાં છે. કરણુકીના લીલા કુંજાર કાંઠા ઉપર બેઠેલા ભગવાન ગરણેશ્વરના મંદિરમાં બ્રાહ્મણોના મંત્રોચ્ચાર ગુંજી ઊઠ્યા છે. ખીલેથી છૂટીને ઢોર ધણમાં જઈ રહ્યાં છે.

બરાબર એવે ટાણે ગામમાં અમરેલીના દસ ઘોડેસવાર દાખલ થયા. કદાવર કાયા રાજના પોશાકમાં ઢંકાઈ ગઈ છે. દરેકના ખભામાં જામનગરી ઝંઝાળ્યું ઝૂલતી આવે છે. મોં ઉપર પંથ કાપ્યાની ધૂળની ઝણ ઊડેલી છે. આંખ્યુંમાં રતાશ ફૂટેલી છે. માથા ઉપરના સાફાનાં ખાખી છોગાં પવનમાં ફગફગી રહ્યાં છે.

અણધાર્યા રાજના સિપાયું ગામમાં આવેલા ભાળી માણસો હેબતાઈ ગયા.

''વાલા કેસરિયા નામનો માણસ ક્યાં રહે છે ?'' સિપાઈએ પૂછ્યું.

''બાપુ, આથમણા બારનું ખોરડું કળાય ઈ એનું.''

આંખના પલકારામાં ઘોડાઓ વાલાની ડેલી આગળ આવીને ઊભા રહ્યા. પગ પછાડતાં અરબી ઘોડા ઉપર આરૂઢ થયેલા અસવારના સરદારે ડણક દીધી : ''વાલા કેસરિયા.''

દિ' ઊગ્યામાં અજાણ્યો સાદ સાંભળ્યો. પણ દાતણપાણી પરવારી ઓસરીની કોરે બેસી ભગવાન સૂરજની સ્તુતિ કરતા વાલાએ જવાબ નો દીધો. ત્યાં તો બીજો સાદ સંભળાણો :

''વાલા ઘર મેં હૈં ?''

બીજા સાદે પછવાડાના વાડામાં વાસીદું કરતાં કેસરિયાનાં ઘરવાળાં આવીને બોલ્યાં :

''છે તો ઘરમાં'', પણ રાજના સિપાયુંને જોઈને આઈ જરા વિચારમાં પડી ગયાં. સાત પેઢીમાંય રાજના સિપાઈ આ આંગણે આવ્યાનું જાણ્યું નથી. આ શું ?

"ક્યું બોલતા નહિ ?"

વાલાની માળા પૂરી થઈ ગઈ. ઊઠીને ડેલીએ આવ્યો.

"આવો બાપ આવો."

"તુમેરા નામ વાલા કેસરિયા ?"

"હા બાપ, હું જ વાલો કેસરિયો."

"તુમકો અભીને અભી સૂબાને અમરેલી બુલાયા હૈ."

"મને !"

"તુમકો સૂબા કા ફરમાન હૈ. અબી ને અબી વાલા કેસરિયા કો હાજર કરો."

"અરે બાપ, કાંક ભૂલ થતી લાગે છે, હું તો ઘોડાનો સોદાગર, સૂબો મને તેડાવે ઈ માન્યામાં નથી આવતું, મેં કાંઈ રાજનો ગનો કર્યો નથી."

"ફરમાન હૈ ચલો."

સિપાઈની આંખ કરડી થઈ.

"હાલો બાપ ! કાંઈ રાજના તેડાને પાછું થોડું ઠેલાશે."

વાલાએ કસવાળું કેડિયું પહેર્યું, માથે પાઘડી મૂકીને સિપાઈ સાથે ઘોડે ચડ્યો. જાતાં જાતાં આઈને કે'તો ગયો કે સાંજે પાછો વળી આવીશ, ઉપાધિ કરતાં નંઈ.

"જગદંબા તમારી ભેર કરે."

બપોર ટાણે વાલા કેસરિયાને લઈને સિપાઈઓ સૂબાની કચેરીમાં આવી પૂગ્યા.

કાગડોળે રાહ જોતા સૂબાએ વાલાને પગથિયાં ચડતો જોઈને દોટ દીધી.

"આવો આવો કેસરિયા ! બોલતાં બાથ ભરી લીધી. વાલો કેસરિયો ઘડીક વાર મૂંઝાણો. આ તે સૂબો મારી ઠેકડી કરે છે કે શું ? બાવડું પકડીને પડખોપડખ ગાદી માથે બેસાડી સૂબો બોલ્યો :

"કેસરિયા મને ઓળખ્યો ?"

મનમાં થયું, સૂબાના મનમાં કાંઈક ગેરસમજણ લાગે છે, પણ ઠરેલ દિલનો વાલો કશુંય બોલ્યો નહિ.

મૂંગા થઈ બેઠેલા વાલાની ભરી કચેરીમાં તારીફ માંડી, સૂબો બોલ્યો.

"વાલા કેસરિયા તું તો મારી આબરૂનો રખેવાળ છો. તે દિવસે કેડ્યેથી વાંસણી છોડીને પાંચ સો ચૂકવ્યા ન હોત તો હું અમરેલીનો સૂબો ન હોત. હવે મને ઓળખ્યો ? હું રાઘોબા ! આજ અમરેલીનો સૂબો છું બોલ, તારી શી કદર કરું ?"

''મારી કદર મારે મોઢે બોલાવો એટલે હાઉં.''

''અરે, હું શેર-શુદ્ધ મરાઠો છું. કદર કરવાનો વખત આવે ને કદર કર્યા વગર રહું તો તો મલક મને ફટ્ય કયે. માગી લે કેસરિયા ! વડોદરા રાજના મારી માથે ચારેય હાથ છે. રાજમાં મારો પડ્યો બોલ ઝીલાય છે.''

અમીરાતમાં ઉછરેલા કેસરિયાની જીભને ટેરવે માગવાના બોલ આવ્યા નહિ.

''એલા, તાંબાનું પતરું લાવો.'' કચેરીના કબાટમાંથી તાંબાનું પતરું હાજર થયું. એમાં લેખ મંડાણો. ''ગાયકવાડ તાબાનું ગરણી ગામ વાલા કેસરિયાને યાવચ્ચંદ્રદિવાકરૌ બક્ષિસ.'' તિથિ, તારીખ ને રાજની મહોર લાગી. રાઘોબાએ હુકમ કર્યો. કેસરિયાને માન-મરતબા સહિત ગરણી પૂગાડો.

આજે પણ વાલા કેસરિયાના વંશજો અમરેલી જિલ્લાના ગરણી ગામમાં વસે છે.

## શબ્દસમજૂતી

**કુંજાર** ઝાડ તેમજ વનરાજિથી ઘટાદાર **રૂડપ** સુંદરતા **ઓલદોલ** (અહીં) દિલાવર **વાંસણી** સિક્કા સાચવી રાખવાની પટ્ટા જેવી કોથળી **ખપતો** વેચાતો **વારખરથી** મુસાફરી દરમિયાન ખરચવાની રકમ **જાતવંત** ઊંચી ખાનદાન ઓલાદનું **વેગળું** જુદું, અલગ **પાણીપંથા** પૂરના પાણીની ઝડપે દોડનાર (ઘોડા) **રાંગ વાળી** સવારી કરી **ખોરાકી** જીવન-જરૂરિયાતની વસ્તુ **ફિરસ્તો** દેવદૂત, પેગંબર **ઝંઝાળ્યું** (અહીં) બંદૂક **જોગાણ** ઘોડા, બળદ વગેરેને ખાવાનું અનાજ, ખાણ **ભલીભાત્યે** સારી રીતે **બોકાસાં** રાડ, બૂમ **ટાંપ** (અહીં) ફોજ **મશ** લાચારી **ખેસ** ખભે નાખવાનું વસ્ત્ર **વાધ** ચામડાની દોરી **ધણ** (ગાયોનું) ટોળું **ઝણ** ઝીણી રજકણ **સાફો** ફેંટો **બાર** દિશા **કળાવું** દેખાવું **વાસીદું** ઢોરના છાણ સાથેનો કચરો **ફરમાન** આદેશ, હુકમ **ગનો** ગુનો, વાંક **ભેર** મદદ, સહાય **કસવાળું કેડિયું** (બટનને બદલે વપરાતી) દોરીવાળું અંગરખું **ઉપાધિ** (અહીં) ચિંતા **તારીફ** વખાણ, પ્રશંસા **સૂબો** ઈલાકા કે પ્રાંતનો સૂબેદાર(ઉપરી) **લેખ** કરાર, દસ્તાવેજ **યાવચ્ચંદ્રદિવાકરૌ** સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી **બક્ષિસ** ભેટ **માન મરતબો** માન મોભો

## રૂઢિપ્રયોગો

**ઊડીને આંખે વળગવું** - તરત ધ્યાન પર આવવું **મીટ માંડવી** - નજર સ્થિર કરી જોઈ રહેવું **મન ઠરવું** - સંતોષ થવો, ગમી જવું **રામ રામ કરવા** - (અહીં) વિદાય લેવી **કાન સોરીને દાઢ્યે ચડાવવું** - (અહીં) સતર્ક થઈ જવું **ઘોડાને ઘેર હોવું** - ખૂબ દૂર હોવું **મન ઊઠી જવું** - અભાવ આવવો. (અહીં) રસ ન રહેવો **નજર ધ્રોબવી** - નજરથી નજર મેળવવી **મિજાજ તરડાવો** - અભિમાન થવું **ફાટી આંખે જોઈ રહેવું** -અચંબા કે વિસ્મય સાથે જોવું **આંખ કરડી થવી** - ગુસ્સાથી આંખ લાલ થવી **પડ્યો બોલ ઝીલવો** - આજ્ઞાનું પાલન કરવું **માથે ચારેય હાથ હોવા** - રહેમ દૃષ્ટિ હોવી

## ભાષાસજજતા

- **નીચેનાં વાક્યો વાંચો :**

(1) એની રૂડપ ઊડીને આંખે વળગે એવી.

(2) વડોદરાને વેગળું મૂકવા પગ ઉપાડ્યા.

(3) જગદંબા તમારી ભેર કરે.

આ વાક્યોમાંના **રૂડપ, વેગળું, ભેર** વગેરે શબ્દો લોકબોલીના છે. લોકબોલીના આ શબ્દોને તળપદા શબ્દો કહેવાય. આવા બીજા શબ્દો પાઠમાંથી શોધીને લખો.

- **બીજા કેટલાક ભાષાપ્રયોગો નોંધો :**

(1) ગરણી ગામ તો ખોબા જેવડું.

(2) જાયદી ખજૂરની પેશી જેવો વાન

(3) મૂળાના પતીકા જેવા પાંચ સો (રૂપિયા)

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાકયમાં લખો :**

(1) વાલો કેસરિયો કોણ હતો ?

(2) વાલો કેસરિયો શેનો વેપારી હતો ?

(3) મરાઠા યુવાન માથે કઈ આફત આવી હતી ?

(4) વાટ ખરચી કાઢવા કેસરિયાએ શું વેચ્યું ?

(5) વાલા કેસરિયાની કદર કોણે કરી ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) કેસરિયાએ વડોદરાને રામ રામ કરવાનું શા માટે વિચાર્યું ?

(2) વાલો કેસરિયો ઘોડાની લગામ તાણી શા માટે ઊભો રહી ગયો ?

(3) રાઘોબાએ કેસરિયાની કદર કેવી રીતે કરી ?

**3. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે તે લખો :**

(1) ‘‘શેઠ કેટલા રૂપિયાનું લેણું ? આંકડો બોલો.’’

(2) ''ભાઈ, તારો મારગ તારી રાહ જોવે છે, હાલતો થા.''

(3) ''અરે બાપ, કાંક ભૂલ થાતી લાગે છે. હું તો ઘોડાનો સોદાગર.''

(4) ''તમારું નામઠામ ન આપો તો તમને મારા છોકરાના સમ છે.''

(5) ''જગદંબા તમારી ભેર કરે.''

**4. નીચેનાં વાક્યોને વાર્તાના ક્રમમાં ગોઠવીને ફરીથી લખો :**

(1) વાલો કેસરિયો એક દિ' વડોદરામાં જઈને ઊભો રહ્યો.

(2) વાટખરચીની વધેલી પાંચ સો રૂપિયાની વાંસણી કેડ્યે બાંધી છે.

(3) આવી રૂપકડી કરણુકીના કાંઠે ગરણી ગામ આવેલું છે.

(4) ''એલા, તાંબાનું પતરું લાવો.''

(5) ''મારી કદર મારે મોઢે બોલાવે એટલે હાઉં.''

**5. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

કાંઠો : ____________

વેગળું : ____________

મહોર : ____________

રૂડપ : ____________

ભેર : ____________

**6. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

સુંવાળું × ____________

પ્રામાણિકતા × ____________

શુદ્ધ × ____________

બાંધવું × ____________

ગેરસમજણ × ____________

**7. નીચેના શબ્દોની સાચી જોડણી લખો :**

પ્રિત : ____________

તીરષ્કાર : ____________

જીલલો : ____________

નિરણય : ____________

સ્તૂતી : ____________

**8. નીચેના શબ્દસમૂહો માટે એક-એક શબ્દ આપો :**

(1) ઝાડ તેમજ વનરાજીથી ઘટાદાર ____________

(2) સિક્કા સાચવી રાખવાની પટ્ટા જેવી કોથળી ____________

(3) મુસાફરી દરમિયાન ખરચવાની રકમ ____________

(4) પૂરના પાણીની ઝડપે દોડનાર ____________

(5) ઘોડાને બાંધવાની જગા ____________

(6) ગાયોનું મોટું ટોળું ____________

(7) પશુને ખાવાનું અનાજ ____________

**9. નીચેના કોષ્ટકમાં પાંચ જોડાક્ષરવાળા શબ્દો ફરતે ⬭ કરો. આ શબ્દોનો વાક્યપ્રયોગ કરો.**

| બ | ર | ત | ર | ફ | ચ | લ |
|---|---|---|---|---|---|---|
| ર | તિ | લ | ત્ર | સ્તુ | ત | ગા |
| ફિ | ર | શ્તો | થ | તિ | ઉ | તા |
| ર | સ્કા | ગ | મ | ચ | ચ્ચા | ર |
| કી | ર | બ | ક્ષિ | સ | ર | મ |

(1) ____________

(2) ____________

(3) ____________

(4) ____________

(5) ____________

**10. નીચેના ફકરામાં યોગ્ય વિરામચિહ્નો મૂકી સુવાચ્ય અક્ષરે તમારી નોટબુકમાં લખો :**

આવો આવો કેસરિયા બોલતાં બાથ ભરી લીધી વાલો કેસરિયો ઘડીક વાર મૂંઝાણો આ સૂબો મારી ઠેકડી કરે છે કે શું બાવડું પકડીને પડખોપડખ ગાદી માથે બેસાડી સૂબો બોલ્યો કેસરિયા મને ઓળખ્યો

### પ્રવૃત્તિ

- તમારા વિસ્તારની લોકકથા મેળવીને વાંચો.



# 10. ભૂલની સજા

પ્રકાશ લાલા

પ્રસ્તુત નાટિકામાં અમેરિકાના ભૂતપૂર્વ રાષ્ટ્રપ્રમુખ અબ્રાહમ લિંકનના જીવનના પ્રસંગો રજૂ થયા છે. બાળપણથી જ તેમનામાં સત્યનિષ્ઠા, પ્રામાણિકતા, ખેલદિલી જેવાં જીવનમૂલ્યો જોવા મળે છે. પુસ્તક પલળી જવાના પ્રસંગમાં ભૂલના પસ્તાવારૂપે શિક્ષક અને વિદ્યાર્થીના ઉમદા ગુણોનો અહીં સંવાદ રજૂ થયો છે.

## દૃશ્ય 1

**સ્થળ :** શાળાનો ટીચર્સ રૂમ... અંદર બે-ત્રણ શિક્ષકો વાતો કરે છે... લખે છે વગેરે. બાળક-વિદ્યાર્થી અબ્રાહમ લિંકન પ્રવેશતાં...

**લિંકન :** મે આઇ કમ ઇન સર ?

**શિક્ષક :** યસ... (ઊંચે જોઈને) અરે, લિંકન તું છે આવ... બોલ, કેમ ચાલે છે તારો અભ્યાસ ?

**લિંકન :** મહેનત કરું છું. વળી આપનું માર્ગદર્શન પણ મળે છે.

**શિક્ષક :** વેરી ગુડ. મેં સાંભળ્યું છે કે ભણવાની સાથે સાથે તું નોકરી પણ કરે છે.

**લિંકન :** જી.



**શિક્ષક :** તારાં મા-બાપ...

**લિંકન :** તેઓને મારા શિક્ષણનો ખર્ચ પરવડે તેમ નથી એટલે હું પોતે જ...

**શિક્ષક :** સમજી ગયો...હંઅ. તારા જેવા પરિશ્રમપ્રિય વિદ્યાર્થી માટે મને ગર્વ છે.

**લિંકન :** થેંક યુ સર. મારે... (અચકાઈ)

**શિક્ષક :** નિઃસંકોચ જે કહેવું હોય તે બોલ.

**લિંકન :** આપે ક્લાસમાં ગઈ કાલે જે પાઠ શીખવ્યો તે વિશે વધુ જાણવાની મારી ઇચ્છા છે તો એ માટે બીજી કોઈ ચોપડી જો આપની પાસે હોય અને મને વાંચવા...



**શિક્ષક :** (હસીને) આપીશ. તારા જેવા જિજ્ઞાસુ વિદ્યાર્થીને પુસ્તક આપીને મને આનંદ થશે. (ખાનામાંથી પુસ્તક કાઢીને આપે છે.)

**લિંકન :** આભાર સાહેબ. બે-ત્રણ દિવસમાં જ હું આપને ચોપડી પાછી આપી દઈશ.

**શિક્ષક :** ઉતાવળ નથી. નિરાંતે વાંચીને પછી આપજે.

**લિંકન :** (ઊભો થઈને) થૅંક યુ, સર; થૅંક યુ.

**શિક્ષક :** ખૂબ પ્રગતિ કર બેટા, ખૂબ પ્રગતિ કર.

**લિંકન :** (ઊભો થતાં) ઓકે સર ! બાય.

**શિક્ષક :** યસ... આવજે. (અબ્રાહમ લિંકન વિદાય લે છે.)

## દૃશ્ય 2

(અબ્રાહમ લિંકનનું ગરીબ સ્થિતિનું ઘર. રાતનો સમય. ઘડિયાળનો ટીક ટીક અવાજ. લિંકન સૂતાં સૂતાં શિક્ષકે આપેલ પુસ્તક વાંચે. ઊંઘ આવતાં ઊંઘી જાય. પુસ્તક છાતી પર છે. પડખું ફરે ત્યારે પુસ્તક બીજી તરફ પડી જાય છે. સંગીત... મૉર્નિંગ ટ્યૂન. લિંકનની આંખ અચાનક ખૂલે છે.)

**લિંકન :** ઓહ. સવાર પડી ગઈ. પુસ્તક વાંચતાં વાંચતાં મને ક્યારે ઊંઘ આવી ગઈ ? (આમ તેમ જોઈ) અરે ચોપડી ક્યાં ગઈ ? (ખાટલામાં શોધે. છેવટે ભીંત પાસેથી – નીચે તરફથી મળે છે.) અરે ! આ ચોપડી તો પલળીને તદ્દન ખરાબ થઈ ગઈ છે. (બારી બહાર જુએ.) બાપ રે... રાત્રે સારો એવો વરસાદ પડ્યો લાગે છે. હં. અહીંથી વાછટ આવવાના લીધે જ પુસ્તક પલળી ગયું. (પુસ્તક આમતેમ જુએ.) ઓહ. હવે સરને હું... શો જવાબ આપીશ ? (રૂમમાં આંટા મારે. પછી પ્રતીકાત્મક આત્મસંઘર્ષ) મારી પાસે તો એટલા પૈસા પણ નથી કે નવી ચોપડી ખરીદીને સાહેબને પાછી આપી શકું. શું કરું ? જુઠ્ઠું બોલું ? સરને જઈને એમ કહું કે પુસ્તક કોઈ ચોરી ગયું ! ના. એના કરતાં એમ કહું (કે) રસ્તામાં પડી ગયું.

ના ના. અસત્ય હું ન જ બોલી શકું. અસત્ય મારે ન જ બોલવું જોઈએ.

તો કરવું શું ? શું કરવું જોઈએ મારે. શું કહેવું જોઈએ મારે મારા શિક્ષકને ?

(ખૂબ વિચાર...મંથન... લાઇટ ઍન્ડ શેડોની ઇફેક્ટસ. પછી પાકો નિર્ણય.)

હંઅ... રાઇટ...? મારો આ જ નિર્ણય યોગ્ય છે... ફક્ત આ જ નિર્ણય !

સાહેબ મને જે કાંઈ સજા ફરમાવશે તે હું ભોગવીશ... પણ જુઠ્ઠું તો હું નહિ જ બોલું. અત્યારે જ સાહેબ પાસે હું જઈશ અને હું એમને સાચેસાચી વાત કહીશ.

(સાચા અને મક્કમ નિર્ણયનો સંતોષ... તે સાથે ફેડ આઉટ)

## દૃશ્ય 3

(અગાઉનો જ ટીચર્સ રૂમ... સવારનો સમય... લિંકન સાહેબની સામે ઊભો છે.)

**શિક્ષક :** બોલ કંઈ મદદની જરૂર છે તારે હં?

**લિંકન :** સર આપે મને જે ચોપડી આપી હતી...

**શિક્ષક :** (હસીને) તે હજુ સુધી તુ વાંચી શક્યો નથી. કશો વાંધો નહિ. બે-ચાર દિવસ રાખ તું તારી પાસે. પણ વાંચ. બહુ સારી ચોપડી છે.

**લિંકન :** સર. મારાથી જે ગફલત થઈ છે એનું મને દુ:ખ છે, પણ રાત્રે તમે આપેલું પુસ્તક વાંચતાં વાંચતાં મને ઊંઘ આવી ગઈ. મને એ પણ ખ્યાલ ન રહ્યો કે પુસ્તક નીચે ક્યારે પડી ગયું. સર. ગઈ કાલે રાત્રે ખૂબ જ વરસાદ પડ્યો હતો. બારી વાટે મારા ઘરમાં પાણી ભરાતાં આપે આપેલું પુસ્તક... (બતાવે છે.) પાણીમાં પલળી ગયું. એવી દશા થઈ છે પુસ્તકની કે વાંચવાના કામનું જ નથી રહ્યું. હું ગુનેગાર છું સાહેબ. હું તમારો ગુનેગાર છું. તમારી ચોપડી...

**શિક્ષક :** નવી ખરીદીને તું મને પાછી આપી શકે તેમ નથી એમ જ કહેવું છે ને તારે ?

**લિંકન :** હા સાહેબ... મારી પરિસ્થિતિ...

**શિક્ષક :** આઈ નો... મારું પુસ્તક બગડ્યું. તારી બેદરકારીથી. હંઅ.. પણ લિંકન... તું સાચું બોલ્યો તેથી મને ખૂબ જ આનંદ થયો છે.

**લિંકન :** પણ સર આપનું પુસ્તક...

**શિક્ષક :** ભૂલનો એકરાર કર્યો છે તેં... એટલે માફ કરી દઉં છું હું તને.

**લિંકન :** એ... આપની ઉદારતા છે કે આપે મને માફ કર્યો. પણ હું મારી જાતને માફ કરી શકું તેમ નથી સર.

**શિક્ષક :** મતલબ.

**લિંકન :** પુસ્તકની કિંમત હું ચૂકવી શકું એટલી રકમ તો નથી મારી પાસે, પણ આપ મને આપને ત્યાં થોડા દિવસ કામે રાખી લો. હું એ રીતે આપને... આપના પુસ્તકની કિંમત ચૂકવવા માંગુ છું...

**શિક્ષક :** (દ્વિધા અનુભવતાં) પણ મેં તને માફ કરી દીધો છે પછી તારે...

**લિંકન :** આપના માટે નહિ. મને મારા મનની શાંતિ માટે. પ્લીઝ... પ્લીઝ... સર, પ્લીઝ. થોડા દિવસ કામ કરવાનો મોકો આપો.

**શિક્ષક :** (ખૂબ જ મથામણના અંતે) ઓકે; આવતી કાલથી રોજ સવારે મારા ઘરે આવીને તું બાગકામ કરજે. છોડવાઓને પાણી પાજે.

**લિંકન :** થેંક યુ સર.

**શિક્ષક :** (હસીને) હવે તો તારું મન હળવું થયું ને ?

**લિંકન :** હા... હાશ ! હવે મારા મનને શાંતિ મળશે !

(શિક્ષક લિંકનને અહોભાવથી જોઈ રહે છે.)

## શબ્દસમજૂતી

**ગર્વ** પોતાની કે અન્યની કોઈ વિશેષતા માટેનો અહોભાવ, અભિમાન **જિજ્ઞાસુ** જાણવાની ઇચ્છાવાળું **વાછટ** પવનથી ઊડેલા વરસાદના છાંટા **આત્મસંઘર્ષ** જાત સાથે મથામણ **ફેટ આઉટ** ઝાંખો પ્રકાશ **ગફલત** ભૂલ **બારી વાટે** બારીમાંથી **દશા** હાલત, સ્થિતિ **પરિસ્થિતિ** આજુબાજુની સ્થિતિ, સંજોગ **બેદરકાર** કાળજી વગરનું, **એકરાર** કબૂલાત

## ભાષાસજ્જતા

**1. નીચેનાં વાક્યો વાંચો અને ઘાટા અક્ષરમાં છાપેલાં પદો વિશે વિચાર કરો :**

(1) વાલો કેસરિયો ઘોડા વેચતો. વેચ્યા પછી **એ** ખુશ થતો.

(2) રાઘોબા શુદ્ધ મરાઠો છતાં **એને** ત્યાં ફોજ આવી.

(3) મીની, આજે **તું** વહેલી જાગી ગઈ ?

(4) છોટુ, આવું કરવું **તારા** માટે સારું ન કહેવાય.

(5) વારસ **અમે** કરતારના, **અમે** બાંધવ સરદારના.

ઘોડા વેચ્યા પછી **'એ'** ખુશ થતો. **'એ'** એટલે કોણ ? તમે કહેશો કે વાલો કેસરિયો. અહીં વેચનાર વાલો કેસરિયો છે. અહીં 'વાલા કેસરિયા' સંજ્ઞાને બદલે **'એ'** પદ વપરાયું છે. વાલો કેસરિયો બહુ ખુશ થતો. એને બદલે **'એ'** બહુ ખુશ થતો એમ કહેવાયું.

**યાદ રાખો :** કોઈ પણ વસ્તુ કે વ્યક્તિ વિશે વાત ચાલતી હોય ત્યારે તેને માટેની સંજ્ઞા આપણે વારંવાર વાપરતા નથી. પણ એને માટે આપણે **'એ'** કે **'તે'** જેવાં પદ વાપરીએ છીએ.

એ જ રીતે પછીનાં વાક્યોમાં **'એને'** પદ રાઘોબા માટે, **'તું'** પદ મીની માટે, **'તારા'** પદ છોટુ માટે, **'અમે'** પદ બાળકો માટે એટલે કે જેને વિશે વાત થઈ રહી છે તેના માટે વપરાયાં છે.

**યાદ રાખો :** બોલનાર પોતાને માટે **'હું'** કે સાંભળનાર માટે **'તું'** કે **'તમે'** પદ વાપરે છે.

**'હું', 'અમે', 'આપણે', 'તું', 'તમે', 'એ', 'તે'** વગેરે પદો આપણે સંજ્ઞાને બદલે વાપરીએ છીએ. આ રીતે **સંજ્ઞાને બદલે જે પદ વપરાય તેને સર્વનામ કહે છે.**

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) શિક્ષક અબ્રાહમને શા માટે ખુશીથી પુસ્તક આપે છે ?

(2) પુસ્તક શાથી પલળી ગયું ?

(3) શિક્ષક લિંકનને કયું કામ સોંપે છે ?

(4) અંતે શિક્ષક લિંકનને કેવા ભાવથી જુએ છે ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) અબ્રાહમ લિંકન સાહેબ પાસે કેમ આવ્યો હતો ?

(2) પુસ્તક ખરાબ થઈ જવાથી અબ્રાહમ લિંકન શું વિચારે છે ?

(3) અબ્રાહમ લિંકન સાહેબ પાસે જઈને શી વાત કરે છે ?

(4) સાહેબ અબ્રાહમ લિંકનને માફ કરી દીધો છતાં તેણે સાહેબને શું કહ્યું ?

**3. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે તે લખો :**

(1) ''ખૂબ પ્રગતિ કર બેટા, ખૂબ પ્રગતિ કર.''

(2) ''અરે ! ચોપડી ક્યાં ગઈ ?''

(3) ''તે હજુ સુધી તું વાંચી શક્યો નથી.''

(4) ''હા...હાશ... હવે મારા મનને શાંતિ મળશે...!''

**4. કૌંસમાં આપેલા શબ્દોમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી ખાલી જગ્યા પૂરો :**

(1) મને એકાએક ઘર ________ છે. (સાંભળ્યું, સાંભર્યું)

(2) નિર્મલ પોતાનું બધું જ કામ ________ પતાવી દે છે. (ચકાચક, ફટાફટ)

(3) આ ચોપડી તો પલળીને ________ ખરાબ થઈ ગઈ છે. (તદ્દન, તદન)

(4) ઉતાવળ નથી. ________ વાંચીને પછી આપજે. (નિરાતે, નિરાંતે)

(5) બોલ, કેમ ચાલે છે ________ અભ્યાસ ? (તારો, તારું)

**5. નીચે આપેલા શબ્દોનો ઉપયોગ કરી જાતે વાક્યો બનાવો :**

ઉદાહરણ : માર્ગદર્શન : (1) સાચું માર્ગદર્શન મળવું જરૂરી છે.

(2) મારા ગુરુ મને માર્ગદર્શન પૂરું પાડે છે.

(1) જિજ્ઞાસુ (2) વરસાદ (3) અસત્ય (4) બેદરકારી (5) પુસ્તક

**6. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

ગફલત : ________ રાત્રી : ________

નિર્ણય : ________ પરિશ્રમ : ________

માર્ગ : ________

**7. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

ખર્ચ × ________ ઈચ્છા × ________

નિરાંત × ________ પ્રગતિ × ________

સંતોષ × ________

**8. નીચે આપેલા શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

ગેરહાજરી, પતન, સાંજ, કોરું

(1) ________ (2) ________ (3) ________ (4) ________

### પ્રવૃત્તિ

- આ પાઠને નાટકસ્વરૂપે વર્ગમાં અને પ્રાર્થના સંમેલનમાં રજૂ કરો.



# 11. હિંડોળો

લોકગીત

> લોકગીત લોકસમૂહ દ્વારા રચાય છે. લોકગીત પરંપરાથી લોકોમાં ગવાતું ચાલ્યું આવે છે, તેથી તે નાનાં-મોટાં સૌને આનંદ આપે છે. આ લોકગીતમાં કૃષ્ણનું વર્ણન કરવામાં આવ્યું છે.



સોનાની સાંકળે બાંધ્યો હિંડોળો આંબાની ડાળ,

રૂપાનાં કડલાં ચાર,

વા'લો મારો, હીંચે હિંડોળે...આંબાની ડાળ0

બાંયે બાજુબંધ બેરખા રે આંબાની ડાળ (2)

કિનખાબી સુરવાલ,

વા'લો મારો, હીંચે હિંડોળે...આંબાની ડાળ૦

ચડવા તે ઘોડલા હંસલા રે, આંબાની ડાળ (2)

પિત્તળિયાં પલાણ,

વા'લો મારો, હીંચે હિંડોળે...આંબાની ડાળ૦

પગે રાઠોડી મોજડી રે, આંબાની ડાળ (2)

ચાલે ચટકંતી ચાલ,

વા'લો મારો, હીંચે હિંડોળે...આંબાની ડાળ૦

માથે મેવાડી મોળિયાં, આંબાની ડાળ (2)

દશે આંગળીએ વેઢ,

વા'લો મારો, હીંચે હિંડોળે...આંબાની ડાળ૦

## શબ્દસમજૂતી

**હિંડોળો** હીંચકો, ઝૂલો **રૂપું** ચાંદી **કડલું** પગનું એક ઘરેણું, કલ્લું **બાજુબંધ** બાવડા પર પહેરવાનું એક ઘરેણું **બેરખો** રુદ્રાક્ષના મોટા મણકાની માળા **કિનખાબી** જરીબુટ્ટાના વણાટનું એક જાતનું કાપડ **સુરવાલ** પાયજામો, ચોરણો **પિત્તળિયું** પિત્તળ નામની ધાતુમાંથી બનેલું **પલાણ** ઘોડાની પીઠ પર નાખવાનું આસન **રાઠોડી** રાજપૂતોની એક જાતિને લગતું **મોજડી** નાજુક કે કસબી પગરખું **ચટકંતુ** (અહીં) રુઆબદાર, ભપકાદાર **મેવાડી** મેવાડનું **મોળિયું** કસબી ફેંટો **વેઢ** બેથી વધારે આંટાવાળી વાળાની વીંટી

## ભાષાસજ્જતા

**'હિંડોળો'** એ લોકગીત છે. લોકગીતએ **સાહિત્ય**નો એક પ્રકાર છે. જે લોકોમાં પરંપરાગત ગવાતું આવે છે. એનાં ભાષા, લય, ઢાળ વિશિષ્ટ હોય છે.

આ કાવ્યમાં નીચેના જેવા વિશેષણવાળા શબ્દોનો પણ પ્રયોગ થયેલો છે :

**સોનાની** સાંકળ | **પિત્તળિયાં** પલાણ
**રૂપાનાં** કડલાં | **રાઠોડી** મોજડી
**કિનખાબી** સુરવાલ | **ચટકંતી** ચાલ

- **બીજા આવા અન્ય શબ્દો નીચેના બૉક્સમાં લખો :**

- **નીચેની સંજ્ઞાઓ વાંચો :**

| | | |
|---|---|---|
| વિદ્યાર્થી | ગધેડું | લખોટીઓ |
| પંખો | પુસ્તકો | કીડીઓ |
| બાળક | ઘોડો | હાથી |

સંજ્ઞા દ્વારા દર્શાવાતી **વસ્તુ, વ્યક્તિ** કે **પ્રાણી** એ એક છે કે વધુ છે એવો ભેદ **'વચન'** વડે દર્શાવાય છે.

**જેમ કે,** કોઈ શબ્દ બોલવાથી તે એક જ **વસ્તુ, વ્યક્તિ** કે **પ્રાણી** છે એમ સમજાય ત્યારે તે શબ્દ **'એકવચન'** કહેવાય છે.

**ઉદાહરણ :** વૃક્ષ, બાળક, પાટલી

જ્યારે કોઈ શબ્દ બોલવાથી તે એક કરતાં વધારે **વ્યક્તિ, વસ્તુ** કે **પ્રાણી** છે એમ સમજાય ત્યારે તે **'બહુવચન'** કહેવાય છે.

**ઉદાહરણ :** વૃક્ષો, બાળકો, પાટલીઓ

**હવે, નીચે આપેલા શબ્દોમાંથી એકવચન અને બહુવચનવાળા શબ્દો જુદા પાડો :**

(કડલું, હંસલો, ઘોડા, બેરખાં, બારણાં, સાંકળ, હીંચકો, આંબો, વડલો, માથાં, મોળિયો)

| એકવચન | બહુવચન |
|---|---|
| | |

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) શ્રીકૃષ્ણે કેવી મોજડી પહેરી છે ?

(2) કાવ્યમાં વા'લો શબ્દ કોના માટે વપરાયો છે ?

(3) હિંડોળો ક્યાં બાંધેલો છે ?

(4) શ્રીકૃષ્ણ કેવી ચાલ ચાલે છે ?

(5) શ્રીકૃષ્ણે દશે આંગળિયે શું પહેર્યું છે ?

**2. શ્રીકૃષ્ણના પહેરવેશનું વર્ણન કરો.**

**3. 'અ' વિભાગને 'બ' વિભાગ સાથે યોગ્ય રીતે જોડો :**

| અ | બ |
|---|---|
| (1) હિંડોળાને | ☐ રૂપાનાં છે. |
| (2) વા'લાનાં ચાર કડલાં | ☐ વેઢ છે. |
| (3) શ્રીકૃષ્ણને માથે | ☐ મેવાડી મોળિયાં છે. |
| (4) દશે આંગળીએ | ☐ રાઠોડી મોજડી છે. |
| | ☐ સોનાની સાંકળે બાંધ્યો છે. |

**4. આ લોકગીતમાં આવેલા શબ્દો પરથી નીચે જેવા પ્રશ્નો બનાવો :**

**ઉદાહરણ :** હિંડોળો આંબાની ડાળે બાંધ્યો છે.

**પ્રશ્ન :** હિંડોળો ક્યાં બાંધ્યો છે ?

(1) કડલાં રૂપાનાં બનેલાં છે.

પ્રશ્ન : ______________________

(2) હિંડોળો સોનાની સાંકળે બાંધ્યો છે.

પ્રશ્ન : ______________________

(3) શ્રી કૃષ્ણ ચટકંતી ચાલે ચાલે છે.

પ્રશ્ન : ______________________

**5. શ્રીકૃષ્ણનાં વિવિધ નામોની યાદી બનાવો.**

6. 'ચોરસ'માં 'શબ્દસમૂહ માટે એક શબ્દ' આપેલા છે. શબ્દ-રમતમાંથી શોધી તેની ફરતે ◯ કરો અને બંધબેસતા વાક્ય સામે લખો :

| પ | લા | ણ | ક | ત્ર | જા |
|---|---|---|---|---|---|
| પિ | વે | ઢ | મો | બે | મો |
| ત | ય | બે | ર | ખો | જ |
| ળિ | ખાં | ક | ડ | બું | ડી |
| યુ | વિ | બા | જુ | બં | ધ |
| મ | કિ | ન | ખા | બી | ટ |

ઉદાહરણ : ઘોડાની પીઠ પર નાખવાનો સામાન પલાણ

(1) નાજુક કે કસબી પગરખું

(2) જરીબુટ્ટીના વણાટનું એક કાપડ

(3) રુદ્રાક્ષના મોટા મણકાની માળા

(4) બેથી વધારે આંટાવાળી વાળાની વીંટી

7. તમારા ઘર, શાળા કે આસપાસ જોવા મળતી ચીજવસ્તુનાં નામ વિચારો અને આપેલ ખાલી જગ્યામાં ખૂટતા અક્ષર મૂકીને શબ્દ બનાવો :

| ખુ | | |
|---|---|---|
| | પા | ઈ |
| વા | | ણ |
| ત | | લી |
| પ | | લી |

| | ડ | દો |
|---|---|---|
| ગા | | ચો |
| | જ | રી |
| | ન્સિ | |
| | જં | ર |

| | પ | લ |
|---|---|---|
| | જો | |
| | ત | ર |
| તુ | | ર |
| ત | | યો |

| ઓ | | કું |
|---|---|---|
| | કા | |
| | થો | ડી |
| બા | | લી |
| મા | | લું |

| | દ | લું |
|---|---|---|
| ક | પ | |
| | | કી |
| ર | | ર |
| | ટ | લ |

8. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમ પ્રમાણે લખો :

સુરવાલ, આંબો, મોજડી, હિંડોળો, બાજુબંધ, રૂપું

(1) ______ (2) ______ (3) ______

(4) ______ (5) ______ (6) ______

## પ્રવૃત્તિ

- વડીલોની મદદથી લોકગીતની સંગ્રહપોથી બનાવો.

❖

# પુનરાવર્તન 3

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) 'ચરણોમાં' કાવ્યના કવિ કયા સમયનું વર્ણન કરે છે ?

(2) વાલો કેસરિયો શેનો વેપારી હતો ?

(3) શિક્ષક લિંકનને કયું કામ સોંપે છે ?

(4) હિંડોળો ક્યાં બાંધેલો છે ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) ગરણી ગામ વિશે પાંચ વાક્યો લખો.

(2) 'ભૂલની સજા' પાઠના આધારે અબ્રાહમ લિંકન વિશે ચાર વાક્યો લખો.

(3) કોઈ પણ ત્રણ લોકગીતની બે-બે પંક્તિઓ લખો.

(4) 'ચરણોમાં' કવિતાના આધારે સવારનું વર્ણન કરો.

**3. નીચેની પંક્તિનો અર્થ તમારા શબ્દોમાં લખો :**

ઉગમણે આભમાં રેલાયા રંગ,
ચરણોમાં ચાલવાનો ઊછળે ઉમંગ.

**4. નીચેના શબ્દોને સ્થાને 'હિંડોળો' કાવ્યમાં વપરાયેલા શબ્દો શોધીને લખો :**

(1) ઝૂલો ______ (2) ચાંદી ______ (3) રુદ્રાક્ષની માળા ______

(4) પાયનીળો ______ (5) ફેંટો ______ (6) પગરખું ______

**5. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

પંખી : ______ જાણસ : ______ ધરપત : ______

પરિશ્રમ : ______ હિંડોળો : ______

**6. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

ઉગમણું × ______ બાંધવું × ______

અભિમાન × ______ નફરત × ______

લગોલગ × ______

7. **નીચેની સાચી જોડણી યાદ રાખો :**

પ્રીત, સ્તુતિ, વિદ્યાર્થી, પરિસ્થિતિ, પ્રતીક

8. **એકવચન અને બહુવચન બંને માટે એકસરખા જ વપરાતા હોય તેવા પાંચ-પાંચ શબ્દો વિચારીને લખો.**

**ઉદાહરણ :** પોપટ - પોપટ

9. **નીચેની આકૃતિમાં ચાર અક્ષરવાળા શબ્દો મૂકો, જે દરેકના પહેલા બે અક્ષર 'તર' હોય અને જેનો અર્થ નીચેનાં વાક્યો મુજબ હોય :**




(1) એક ફળનું નામ ______

(2) તીરનો ભાથો ______

(3) ધર્મવિધિમાં વપરાતી તાંબાની તાસક ______

(4) તરવામાં કુશળ ______

(5) યુક્તિ-પ્રયુક્તિ ______

(6) પ્રપંચ-કાવતરાં

(7) એક અટક

(8) શાકભાજી-ભાજીપાલો

(9) પક્ષ-તરફદારી

(10) વાવણીનું એક ઓજાર

(11) ભાષાંતર

(12) બારણા નીચેનો ભાગ

## 10. ગઈકાલની દિનચર્યા તમારી રોજનીશી લખો :

તારીખ :



# 12. અપંગનાં ઓજસ

**કુમારપાળ દેસાઈ**

> **નાનકડા અપંગ કિશોર વૉલ્ટરના લકવાની અસરવાળા પગ સારા થવાની આશા દાક્તરોએ છોડી દીધી હતી, છતાં વૉલ્ટરે સતત પ્રયત્ન અને મક્કમ નિર્ધારથી ઊંચા કૂદકાનો વિશ્વવિક્રમ કેવી રીતે સ્થાપ્યો, એની પ્રેરણાદાયી વાત આપણને આ પાઠમાંથી જાણવા મળે છે.**

નવ વર્ષની નાની ઉંમરે એને બાળલકવાના રોગે ઘેરી લીધો હતો. લકવાના રોગનો હુમલો એવો તો થયો હતો કે એના શરીરનો એકેય સ્નાયુ એ જાતે હલાવી-ચલાવી શકતો નહોતો. સ્નાયુ પરનો એનો કાબૂ ચાલ્યો ગયો હતો. હાથ-પગ કામ કરતા બંધ થઈ ગયા હતા. એણે પોતાના સ્નાયુઓને ફરી જીવંત કરવા ભારે પુરુષાર્થ આદર્યો. એ સતત મહેનત કરે, કસરત કરે. એણે પાણીમાં કસરત કરવાની પણ શરૂઆત કરી. એમાં વારંવાર થાકી જાય, ક્યારેક પડી જાય, પણ હાર ખાવાની વાત નહિ.



ધીરે ધીરે એ લકવાની ઘેરી અસરમાંથી બહાર આવ્યો, પણ એના બંને પગ હજી નિષ્ક્રિય હતા. ઊછળવા, કૂદવા અને રમવાની આ ઉંમરમાં એ આપમેળે ઊભોય રહી શકતો નહિ. દાક્તરોએ વધુ સુધારાની આશા છોડી દીધી હતી. એમણે કહ્યું કે આ બાળક કદીયે જાતે પગ હલાવી-ચલાવી શકશે નહિ. લાકડાની ઘોડી કે ‘વ્હીલચેર’(પૈડાંવાળી ખુરશી)ને સહારે જ જિંદગીભર ચલાવવું પડશે.

આ છોકરો નિરાશ ન થયો એના અંતરમાં તો ઊંડે ઊંડે એક આશા ચમકતી હતી.

એણે પોતાના નિશ્ચેતન પગ પર હળવેથી ટપલી મારી અને બોલ્યો : ‘‘મારા શાંત મૂંગા દોસ્તો ! એ વિશ્વાસ રાખજો કે એક દિવસ ચાલી શકશો, દોડી શકશો, જાત જાતના કૂદકાય લગાવી શકશો. અરે ! આકાશને આંબી જઈએ એવા ઊંચામાં ઊંચા કૂદકા પણ મારી શકશો. પણ મારા મિત્રો,

ત્યાં સુધી તમે હિંમત હારશો નહિ. હુંય હિંમત નહિ હારું.''

જોશભેર આટલું બોલતાં બોલતાં તો નાનકડો વૉલ્ટર પોતાનું સમતોલપણું ગુમાવીને એકાએક પથારીમાં ઢળી પડ્યો.

વૉલ્ટરની આ વાતચીત સાંભળીને એની માતા દોડીને આવી. એણે પૂછ્યું : ''બેટા, તું કોની સાથે વાત કરતો હતો ?''

''મા મારા પગ સાથે.''

''પગ સાથે ? પગ તે કંઈ સાંભળતા હશે ?''

''હા મા, મારા પગ ભલે ચાલે નહિ, પણ સાંભળે તો ખરા !''

''એમ ! તો તેં એને શું કહ્યું ?'' માતાએ આતુરતાથી પૂછ્યું.

વૉલ્ટરે કહ્યું, ''મા, મેં એને કહ્યું કે તમે મૂંઝાશો નહિ, ગભરાશો નહિ, સહેજે હિંમત હારશો નહિ, આજ ભલે તમે ચાલી શકતા ન હો, પણ એક દિવસ આપણે જરૂર ઊંચામાં ઊંચા કૂદકા લગાવી શકીશું.''

''શાબાશ બેટા, શાબાશ ! તું જરૂર કૂદકા લગાવી શકીશ. તું જરૂર સહુની માફક દોડી શકીશ. જો તું હિંમત નહિ હારે, તો તું જે ધારીશ તે કરી શકીશ.''

વૉલ્ટરની માતા પોતાના અપંગ બનેલા પુત્રની હિંમતને બરાબર જગાડતી રહેતી. પોતાના પુત્રમાં સહેજે નિરાશા ન આવે તે માટે સતત પ્રોત્સાહન આપતી. એને દિલમાં શ્રદ્ધા રાખવાનું કહેતી, સાથોસાથ પગ પર માલિશના અને દાક્તરી સારવારના બીજા ઉપચારો તો કર્યા જ કરતી.

એકવાર વૉલ્ટરના બોમાન્ટ નગરમાં ઊંચા કૂદકાની એક હરીફાઈ ગોઠવાઈ. નાનકડા વૉલ્ટરને આ હરીફાઈ જોવાનું મન થયું. લાકડાની ઘોડીના સહારે એ મેદાન પર ગયો.

મેદાનમાં ચારેબાજુ છોકરાઓ ઘૂમતા હતા. જુદી જુદી જગ્યાએ જુદા જુદા પ્રકારની હરીફાઈઓ ચાલતી હતી. ક્યાંક ખેલાડીઓ દોડમાં ભાગ લઈ રહ્યા હતા, ક્યાંક ઊંચા કૂદકાની રમત ચાલતી હતી, તો ક્યાંક વાંસકૂદકાની રમત રમાતી હતી. વૉલ્ટર ઊંચા કૂદકાના વિભાગમાં જઈને બેઠો.

બે લાકડીઓ પર એક વાંસ મૂકવામાં આવ્યો હતો. ખેલાડી દોડીને આવતો, વાંસની નજીક આવીને એ પગની ઠેક લગાવતો અને હવામાં તરતો હોય એમ વાંસને ઓળંગી જતો.

વૉલ્ટર રસપૂર્વક હરીફાઈ જોઈ રહ્યો હતો. એને થયું : 'લાવ, હું પણ કૂદકો લગાવું.' પણ પોતાના

સહેજે હાલી-ચાલી ન શકતા પગ પર એની નજર પડી. બાજુમાં પડેલી લાકડાની ઘોડી એણે જોઈ. એ નિરાશ થયો.

જ્યાં જાતે ચલાતુંય નથી, ત્યાં વળી આવો અને આટલો ઊંચો કૂદકો મારવાની વાત કેવી ? પણ ત્યાં તો એને એની માતાના શબ્દો યાદ આવ્યા : 'જો તું હિંમત નહિ હારે, તો તું જે ધારીશ તે કરી શકીશ.'

વૉલ્ટર આનંદથી રમત જોવા લાગ્યો. એવામાં એક છોકરાએ કમાલ કરી. એણે સહુથી ઊંચો કૂદકો લગાવ્યો. અગાઉનો વિક્રમ તોડી નાખ્યો. તાળીઓના ગડગડાટથી સહુએ એને વધાવી લીધો. એ વિજેતાનું ઇનામ મેળવી ગયો. વૉલ્ટર પણ બેઠો બેઠો જોશભેર તાળીઓ પાડતો હતો. ઇનામ મેળવીને પાછા ફરતા છોકરાને એણે જોયો. એ બરાબર એના જેટલી જ ઉંમરનો હતો.

વૉલ્ટરને થયું : 'હું પણ એક દિવસ ચાલીશ, પછી કૂદકા લગાવીશ. એક દિવસ એવોય આવશે કે હું આ પગથી દુનિયાભરમાં ઊંચામાં ઊંચો કૂદકો લગાવીશ. અરે ! હું તો વિશ્વવિક્રમ સ્થાપીશ.'

વૉલ્ટર અપંગ હતો, પણ એનો નિર્ધાર અડગ હતો. એનું તન અપંગ હતું, પણ મન અડીખમ હતું. શરીર નિર્બળ હતું, પણ એનો સંકલ્પ ઘણો બળવાન હતો. એના હૈયામાં એક શ્રદ્ધા હતી : 'મારું શરીર આજે ભલે અપંગ હોય, પણ એક દિવસ એવો આવશે કે વિશ્વનો કોઈ ખેલાડી મારી બરાબરી કરી શકશે નહિ.'

મહેનત કરવામાં વૉલ્ટરે કશું બાકી રાખ્યું નહિ. દાક્તરની નાનામાં નાની સૂચનાનો પૂરેપૂરો અમલ કરતો હતો. એ ધીરે ધીરે કમર સુધીના કૅલિપર્સ પહેરીને ચાલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પછી એણે કમરમાંથી પટ્ટો કાઢી નાખ્યો. પછી ઢીંચણ પરનો પટ્ટો કાઢી નાખ્યો. છેલ્લે તો પગના પંજા માટે જ કૅલિપર્સનો ઉપયોગ કરવો પડતો. ધીરે ધીરે સ્નાયુઓ મજબૂત થતાં એ કશાનીય સહાય વગર ચાલવા લાગ્યો. આમ કરવા જતાં ઘણી વાર એ પડી જતો, પણ હિંમતભેર ફરી ઊભો થઈ જતો. ધીરે ધીરે વૉલ્ટર બરાબર ચાલવા લાગ્યો. એની માતાએ રોપેલી શ્રદ્ધા સાકાર બનવા માંડી. મનોબળના સહારે વૉલ્ટરે એક અદ્‌ભુત સિદ્ધિ મેળવી. ખુદ દાક્તરો પણ મોંમાં આંગળાં નાખી ગયા. પણ વૉલ્ટરની ઇચ્છા હજી અધૂરી હતી. એની ઇચ્છા તો ઊંચા કૂદકાની સ્પર્ધામાં વિશ્વવિજેતા બનવાની હતી.

એના શરીરમાં તાકાત આવતી ગઈ. સ્નાયુઓ ચેતનવંતા બનવા લાગ્યા. ધીમે ધીમે એ દોડવા લાગ્યો અને આખરે ઊંચો કૂદકો લગાવવા માંડ્યો. ઊંચા કૂદકામાં પહેલાં ધીમેથી દોડ શરૂ કરવાની

હોય, પછી ઝડપથી દોડવાનું હોય અને એ પછી પગની ઠેકથી ઊંચો કૂદકો લગાવવાનો હોય. અન્ય રમતો કરતાં આ રમતમાં પગની તાકાતની વધારે કસોટી થાય.

વૉલ્ટર ધીમે ધીમે આ બધી કળામાં પારંગત બન્યો. વધુ ને વધુ ઊંચે કૂદવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એના બોમાન્ટ નગરની સ્પર્ધાઓમાં એ મોખરે રહ્યો. ટેકસાસ રાજ્યની સ્પર્ધામાં એણે વિક્રમો સ્થાપ્યા.

એની કાબેલિયત જોઈને એના દેશે એને ઑલિમ્પિક સ્પર્ધામાં ભાગ લેવા મોકલ્યો. ફિનલૅન્ડ દેશના હેલસિંકી શહેરમાં પંદરમી ઑલિમ્પિક સ્પર્ધા યોજાઈ. આમાં જુદા જુદા દેશોના ઘણા હરીફોએ ભાગ લીધો. અમેરિકા તરફથી એકવીસ વર્ષનો વૉલ્ટર પણ મેદાને પડ્યો હતો. ઑલિમ્પિક એટલે જગતનો સૌથી મોટો રમતોત્સવ. આમાં ઠેર ઠેરથી ખેલાડીઓ આવે. ઑલિમ્પિકમાં વિજય મેળવવો તે ખેલાડીના જીવનની સૌથી મોટી ઇચ્છા હોય છે.

ઊંચા કૂદકાની સ્પર્ધા માટે વૉલ્ટર મેદાન પર આવ્યો. 2 મીટર અને 5 સેન્ટિમીટરની ઊંચાઈ ધરાવતા વૉલ્ટર જેટલો ઊંચો એનો કોઈ હરીફ ન હતો. જગતના ચુનંદા હરીફો એની સામે ખડા હતા. વૉલ્ટરનો તો સિદ્ધાંત હતો કે કદીય હતાશ થઈને કામ છોડવું નહિ, કામ પાર પાડીને જ અટકવું. વૉલ્ટરે કશાય સાધનની સહાય વિના દોડીને ઊંચો કૂદકો લગાવ્યો.

પરિણામ જાહેર થયું. વૉલ્ટર ડેવિસ પ્રથમ આવ્યો. એટલું તો ઠીક, પણ એણે 2 મીટર અને 4 સેન્ટિમીટર જેટલો ઊંચો કૂદકો લગાવીને ઑલિમ્પિક સ્પર્ધામાં નવો વિક્રમ સ્થાપ્યો.

આ પંદરમી ઑલિમ્પિક સ્પર્ધાના પહેલા જ દિવસે પ્રથમ ઑલિમ્પિક વિક્રમ સ્થાપનાર વૉલ્ટર ડેવિસ બન્યો. એને સુવર્ણચંદ્રક મળ્યો. તાળીઓના ગડગડાટથી વાતાવરણ ભરાઈ ગયું. વૉલ્ટરની સિદ્ધિ રમતની દુનિયામાં માન પામી. એનો પુરુષાર્થ લોકોનાં દિલમાં આદર પામ્યો. આ સિદ્ધિ પછી પણ વૉલ્ટર ડેવિસે આનાથી પણ ઊંચા કૂદકા લગાવ્યા. એક બિનસત્તાવાર સ્પર્ધામાં તો એણે 2 મીટર અને 13.5 સેન્ટિમીટરનો ઊંચો કૂદકો લગાવ્યો હતો.

વૉલ્ટર જીવન અને રમતના મેદાનનો સાચો વિજેતા બન્યો. જે વૉલ્ટરને માટે દાક્તરોએ કહ્યું હતું કે એ કદી પણ જાતે પોતાના પગ હલાવી-ચલાવી શકશે નહિ, એ વૉલ્ટર મન અને તનની તાકાતથી જગતમાં ઊંચામાં ઊંચો કૂદકો લગાવનારો માનવી બન્યો. એણે બતાવ્યું કે અપંગ અથવા અશક્ત એ લાચાર કે અસહાય નથી. એ હિંમત ન હારે તો ધારે તે કરી શકે છે.

## શબ્દસમજૂતી

**ઓજસ** માણસના વિશેષ કે ખાસ ગુણ, બળ, પ્રતિભા, તેજ **નિષ્ક્રિય** ક્રિયારહિત, ક્રિયા ન કરતું હોય તેવું **નિર્ધાર** અગાઉથી ધારેલું, નિર્ણય **કેલિપર્સ** લકવાના દર્દીએ આધાર માટે પહેરવું પડતું સાધન **પારંગત** હોશિયાર, પ્રવીણ **ઑલિમ્પિક** દર ચાર વર્ષે યોજાતો વિશ્વ રમતોત્સવ **વિક્રમ** કોઈ પણ સ્પર્ધાત્મક ક્ષેત્રમાં નોંધાયેલી મહત્તમ સિદ્ધિ **પુરુષાર્થ** ઉદ્યમ, મહેનત

## રૂઢિપ્રયોગ

**મોંમાં આંગળાં નાખવાં** – ખૂબ આશ્ચર્ય પામવું

## ભાષાસજ્જતા

- **જોડાક્ષરવાળા શબ્દોમાં જોડાક્ષર પૂર્વે 'ઇ-ઉ' હ્રસ્વ છે તે જુઓ :**

| | | |
|---|---|---|
| નિષ્ક્રિય ______ | વિશ્વવિક્રમ ______ | ઉત્સુક ______ |
| સિદ્ધિ ______ | ઑલિમ્પિક ______ | જુસ્સો ______ |

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) વૉલ્ટરના શરીર પર લકવાની શી અસર થઈ ?

(2) દાક્તરોએ વૉલ્ટરના રોગ વિશે શો અભિપ્રાય આપ્યો ?

(3) વૉલ્ટરે એના પગને શું કહ્યું ?

(4) માતાએ પુત્રને શી પ્રેરણા આપી ?

(5) ઊંચા કૂદકાની સ્પર્ધા જોઈ વૉલ્ટરે શો સંકલ્પ કર્યો ?

(6) ઑલિમ્પિક સ્પર્ધામાં વૉલ્ટરને કઈ સિદ્ધિ મળી ?

**2. નીચેનાં વાક્યો કોણ બોલે છે અને કોને કહે છે તે લખો :**

(1) "પગ સાથે ? પગ તે કંઈ સાંભળતા હશે ?"

(2) "જો તું હિંમત નહિ હારે, તો તું જે ધારીશ તે કરી શકીશ."

(3) "અરે ! હું વિશ્વવિક્રમ સ્થાપીશ."

3. **નીચેનાં કારણો આપો :**

(1) વૉલ્ટરે વિશ્વવિક્રમ સ્થાપવાનો નિશ્ચય કર્યો, કારણ કે...

____________________

(2) દાક્તરો પણ મોંમાં આંગળા નાખી ગયા. કારણ કે...

____________________

4. **જેમાં 'રેફ' આવતો હોય તેવા નવ શબ્દો પાઠમાંથી શોધીને લખો અને તેનું ઉચ્ચારણ કરો :**

**ઉદાહરણ :** કલિપર્સ ______ ______

______ ______ ______

______ ______ ______

5. **નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

(1) મહેનત : ______ (2) કૂદકો : ______ (3) સ્પર્ધા : ______

(4) શ્રદ્ધા : ______ (5) દોસ્ત : ______ (6) વિશ્વ : ______

6. **નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

(1) હાજર × ______ (2) આશા × ______ (3) પહેલો × ______

(4) જીત × ______ (5) સક્રિય × ______ (6) મૂંગા × ______

7. **નીચેના શબ્દોની સાચી જોડણી લખો :**

(1) જીંદગીભર : ______ (2) શ્રધ્ધા : ______ (3) હરિફાઈ : ______

(4) સેન્ટીમીટર : ______ (5) સિધ્ધાંત : ______ (6) અદ્‌ભૂત : ______

8. **નીચેના ફકરામાં યોગ્ય વિરામચિહ્‌નો મૂકી સુવાચ્ય અક્ષરે તમારી નોટબુકમાં લખો :**

વૉલ્ટર કહ્યું મેં એને કહ્યું કે તમે મૂંઝાશો નહિ ગભરાશો નહિ સહેજે હિંમત હારશો નહિ આજ ભલે તમે ચાલી શકતા ન હો પણ એક દિવસ આપણો જરૂર ઊંચામાં ઊંચા કૂદકા લગાવી શકીશું

9. **નીચેની ખાલી જગ્યામાં યોગ્ય સર્વનામ મૂકો :**

(1) રાકેશ આવ્યો છે. ______ કહો કે કશું બોલે નહિ. (એણે, એને)

(2) મનોજ, ધીરજ અને રેખા ભણે છે. __________ કાલે પરીક્ષા આપશે. (બધા, બધાં)

(3) રોશની મારી બહેન છે. __________ વાંચવાની રીત મને ગમે છે. (તેની, તેણી)

**10. નીચે આપેલા શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

સહેજ, સ્નાયુ, સ્પર્ધા, સક્રિય, સત્તા

(1) __________ (2) __________ (3) __________

(4) __________ (5) __________

## પ્રવૃત્તિ

- વિશ્વ વિકલાંગ દિન અને લૂઈ બ્રેઈલના જન્મદિનની ઉજવણી કરો.
- ''જે હિંમત ન હારે તે ધારે તે કામ કરી શકે'' આ વિધાનને અનુરૂપ તમે જાણતા હોવ, સાંભળેલ હોય, વાંચેલો હોય તેવો પ્રસંગ કે કાવ્ય લખો.



# 13. ભારતરત્ન : ડૉ. આંબેડકર

હાસ્યદા પંડ્યા

પ્રસ્તુત એકમમાં લેખિકાએ દલિતો, પીડિતો અને સ્ત્રી-ઉન્નતિ માટે જીવન સમર્પિત કરનાર ડૉ. ભીમરાવ આંબેડકરનાં જીવન અને કાર્યોનો ટૂંકો પરિચય કરાવ્યો છે. ડૉ. આંબેડકરે ભારતનું બંધારણ ઘડીને બંધારણના ઘડવૈયા તરીકે ખ્યાતિ મેળવી હતી. તેઓને ભારતરત્નના ઉચ્ચ ખિતાબથી પુરસ્કૃત કરવામાં આવ્યા હતા.

આશરે સો-સવા સો વર્ષ પહેલાંની આ ઘટના છે. છ વરસની કુમળી વયના એક બાળક પોતાની માતા ગુમાવી છે. એના પિતા રામજીભાઈ લશ્કરી શાળામાં શિક્ષક છે. માતૃસુખ ગુમાવનાર પુત્રના વાંકડિયા વાળમાં પિતા હાથ પસવારી રહ્યા છે. ચારેય દિશાઓમાં એમને જાણે કે અંધકાર દેખાઈ રહ્યો છે : 'મારા આ સૌથી નાના દીકરાનું શું થશે ? હું એને સંભાળી શકીશ ? એની માતાનું સ્થાન લઈ શકીશ?'



થોડી વારમાં જ એમણે મક્કમ નિર્ધાર કરી લીધો. નાનકડા ભીમરાવને હું ભણાવી-ગણાવીને સારો નાગરિક બનાવીશ. ત્યારે જ એની માતાને સાચી અંજલિ મળશે. પિતાએ પુત્રને હૈયાસરસો ચાંપી દીધો.

છ વરસનો એ બાળક તે બીજું કોઈ નહિ. આપણા દેશના બંધારણના ઘડવૈયા ડૉ. બાબાસાહેબ આંબેડકર. એમનું મૂળ નામ ભીમરાવ. માત્ર છ વરસની ઉંમરે એમની માતા ભીમાબાઈનું અવસાન થયું.

દલિતો અને પીડિતો માટે જીવન સમર્પિત કરનારા ડૉ. ભીમરાવ આંબેડકરનો જન્મ મધ્યપ્રદેશ રાજ્યના મહૂ ગામમાં 14 એપ્રિલ, 1891માં થયેલો. ભીમરાવ રંગે ઘઉંવર્ણા હતા. એમનું કપાળ વિશાળ હતું. વાળ તો એવા વાંકડિયા કે જોનારની આંખ ઠરે. નાક ટચૂકડું પણ આંખો પાણીદાર. પરિવારમાં એ સૌથી નાના એટલે મા-બાપના લાડકોડ સારી પેઠે પામ્યા, પરંતુ દુર્ભાગ્યે માતાનું સુખ વહેલું છીનવાઈ ગયું.

એ જમાનામાં સમાજમાં જ્ઞાતિપ્રથાનું દૂષણ જોરમાં ! ઊંચ-નીચના ભેદભાવ પાર વિનાના. ભીમરાવને પણ ઘણું સહન કરવાનું આવ્યું. ભણવામાં તેજસ્વી એવા ભીમરાવને આ અપમાનથી ખૂબ જ લાગી આવતું. એ સમયે આવડત નહોતી જોવાતી, જ્ઞાતિ જોવામાં આવતી હતી. એ વાત એને ભારે કઠતી હતી. પોતે મોટો થઈને આ અન્યાયનો વિરોધ કરશે એવો સંકલ્પ કરેલો. 'રત્ન તે કંઈ ઢાંક્યું રહે ?' ભીમરાવની પ્રતિભાથી પોરસાયેલા વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડે એને ઉચ્ચ અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપી, પછી તો જાણે ભીમરાવના પગે પાંખો જ ફૂટી !

સ્નાતક થયા પછી ભીમરાવને વધુ અભ્યાસ માટે વિદેશ જવાની તક પણ સાંપડી. ચોમેર અંધકારમાં જાણે ઉજાસનું એક કિરણ પ્રગટ્યું. વિદેશમાં પણ ભીમરાવ એવા જ વિદ્યાપ્રેમી રહ્યા. પાર વિનાની આર્થિક તંગી હોવા છતાં પેટે પાટા બાંધીને તેઓ સંદર્ભ ગ્રંથોની ખરીદી કરતા. ભીમરાવ હવે ડૉ. ભીમરાવ આંબેડકર બન્યા. એમ. એ., પીએચ.ડી. અને ડી. લિટ્ સુધીની પદવી એમણે પ્રાપ્ત કરી. કાયદો અને અર્થશાસ્ત્રનો અભ્યાસ એમણે લંડન જઈને કર્યો.

ડૉ. આંબેડકરની પુસ્તકપ્રીતિ વિશે જાણીને તો આપણને આનંદ સાથે નવાઈ પણ થશે ! સમયનું મૂલ્ય તેઓ સમજ્યા હતા અને એટલે જ એમનો ફુરસદનો સમય વાચનમાં જ વ્યતીત થતો. અનુકૂળતા થાય કે તરત જ તેઓ પુસ્તકોની દુકાને પહોંચી જતા. આશરે બે હજાર જેટલા દુર્લભ ગ્રંથોનો એમણે સંગ્રહ કર્યો હતો. પેટની ભૂખ વેઠીને પુસ્તક ખરીદનાર વ્યક્તિ મહાન કાયદાશાસ્ત્રી ન બને તો જ નવાઈ ! ડૉ. બાબાસાહેબ તો એવા પુસ્તકપ્રેમી કે દુર્લભ પુસ્તક મેળવવા વહેલી સવારે માઈલો લગી ચાલીને વાંચનાલયે જાય ! મોડે સુધી વાંચનાલયમાં બેસીને વાંચ્યા કરે. ત્યાંથી પાછા આવીનેય પાછું વાંચવાનું ! છે ને નવાઈભરી વાત !

સંઘર્ષો વેઠીને આટલું ઊંચા દરજ્જાનું શિક્ષણ મેળવ્યા પછી ડૉ. ભીમરાવને નોકરી તો મળી, પરંતુ એ વખતના આપણા સામાજિક દૂષણ અસ્પૃશ્યતાનો પણ કડવો અનુભવ થયો. તે એટલે સુધી કે, એમની જ ઑફિસનો પટાવાળો પણ એમની સાથે ગેરવર્તાવ કરતો હતો ! ડૉ. આંબેડકરને થતું કે, પોતે ભણી-ગણીને સારી જગ્યાએ નોકરી કરે છે છતાં જો આ રીતે અપમાનિત થવું પડતું હોય તો પછી મારા અભણ અને આર્થિક રીતે નબળા જ્ઞાતિબંધુઓની સ્થિતિની તો વાત જ શી કરવી ? આ તો સામાજિક અન્યાય કહેવાય. માનવમાત્ર સમાન છે, કોઈ ઊંચું કે નીચું નથી. તો પછી આવું કેમ ? તેમણે 'મૂકનાયક' નામનું એક પાક્ષિક શરૂ કર્યું. માત્ર લેખ કે પુસ્તકો લખીને તેઓ અટકી ન ગયા કર્મશીલ પણ બન્યા. 20 જુલાઈ, 1924ના રોજ એમણે 'બહિષ્કૃત હિતકારિણી સભા' નામની સંસ્થાની સ્થાપના કરી. આ સંસ્થા દ્વારા સામાજિક ઉત્થાનની અનેક પ્રવૃત્તિઓ થવા લાગી. છાત્રાલયો-

વાંચનાલયો-શૈક્ષણિક વર્ગો અને સ્વાધ્યાય મંડળો પણ ખોલવામાં આવ્યાં. સાથે સાથે પ્રજાની આર્થિક સ્થિતિ સુધારવાના આશયથી ઔદ્યોગિક અને કૃષિવિષયક શાળાઓ આ સંસ્થા ચલાવવા લાગી. શિક્ષણ વગર સમાજનો ઉત્કર્ષ શક્ય જ નથી. એ સત્ય ડૉક્ટર આંબેડકર સમજી ગયા હતા.

સમાજની કેટલીક જ્ઞાતિઓની જેમ જ સ્ત્રીઓની સ્થિતિ પણ દયનીય હતી. ડૉ. બાબાસાહેબનું હૃદય આ જોઈને પીગળી જતું. સ્ત્રીઓ માટેના સમાજના કાયદા એટલા તો નિર્મમ અને આપખુદ હતા કે ન પૂછો વાત ! ડૉ. બાબાસાહેબ આંબેડકરે સ્ત્રીઓને પણ શિક્ષણ પ્રત્યે અભિમુખ કરી બાળલગ્નનો વિરોધ કર્યો, વિધવા વિવાહનું સમર્થન કર્યું. સ્ત્રીને પણ એનો વારસાહક મળવો જ જોઈએ એવો આગ્રહ સેવનાર પણ અલબત્ત, બાબાસાહેબ જ હતા ! બાબાસાહેબનું એક સૂત્ર ગાંઠે બાંધવા જેવું છે : 'શિક્ષિત બનો, સંગઠિત બનો, સ્વાવલંબન જ સાચી સહાય છે.' તેઓ સ્ત્રીને સમાજનું આભૂષણ લેખાવતા. સ્વતંત્ર ભારતમાં - 'કાયદાપ્રધાન' બનેલા બાબાસાહેબે ભારતીય સંવિધાનમાં પણ 'લિંગભેદ' નષ્ટ કરીને નારીને ગૌરવપ્રદ સ્થાન અપાવ્યું. સ્ત્રીને શિક્ષણ મેળવવાનો, સત્તાસ્થાને પહોંચવાનો, વિવાહ વિચ્છેદનો, પિતાની મિલકતમાં ભાગ મેળવવાનો અને પુનઃલગ્નનો અધિકાર પણ અપાવ્યો.

કાયદાઓની સાથે સાથે બાબાસાહેબે સ્ત્રી-શિક્ષણને ઉત્તેજન મળે એવી શુભનિષ્ઠાથી પ્રેરાઈને વિદ્યાર્થિનીઓને ફીમાં છૂટ અપાવી, છાત્રાલયો બાંધવા માટે વિનામૂલ્યે જગ્યા અપાવી, નિધિ એકત્ર કરીને ભોજનની વ્યવસ્થા પણ કરાવી. એટલું જ નહિ, સ્ત્રીઓને મતદાન કરવાનો અધિકાર મળે એ માટે આગ્રહ સેવનાર પણ બાબાસાહેબ જ હતા !

ડૉ. બાબાસાહેબ પ્રખર દેશભક્ત પણ હતા. આઝાદીના જંગમાં પણ એમની મહત્ત્વની ભૂમિકા હતી. મહાત્મા ગાંધી સાથે પણ એમણે કાર્ય કરેલું. એમની સાથે વખતોવખત મતભેદો પડવા છતાં બાપુ પ્રત્યે ડૉ.બાબાસાહેબને સંપૂર્ણ આદર હતો. ડૉ. બાબાસાહેબ કેવળ રાજકીય આઝાદી જ નહોતા ઝંખતા, ખરી આઝાદી તો આર્થિક, સામાજિક અને શૈક્ષણિક આત્મનિર્ભરતામાં છે એવું તેઓ દૃઢપણે માનતા. વિચારપુરુષ ડૉ. બાબાસાહેબના જીવન પર સર્વાધિક પ્રભાવ બુદ્ધ, કબીર અને જ્યોતિબા ફૂલેનો હતો. 'બંધારણના ઘડવૈયા' ડૉ. બાબાસાહેબે 'મૂકનાયક' ઉપરાંત, 'બહિષ્કૃત ભારત', 'જનતા', 'પ્રબુદ્ધ ભારત' જેવાં સમાચારપત્રો પણ ચલાવ્યાં. પોતાના વિચારો એમણે કેટલાંક અંગ્રેજી પુસ્તકોમાં પણ પ્રગટ કર્યા છે. જેમાં 'ધ પ્રૉબ્લેમ ઑવ રૂપિ' અને 'બુદ્ધ ઍન્ડ હિઝ ધમ્મ' મુખ્ય છે.

આવા મહાન દેશભક્ત દલિતો અને વંચિતોના ઉદ્ધારક, ગરીબોના બેલી અને સ્ત્રીઓના પક્ષધર

ડૉ. બાબાસાહેબ આંબેડકરનું દેહાવસાન 6 ડિસેમ્બર, 1956માં થયું. પરંતુ પોતાના મહાન વિચારોથી તેઓ આજે પણ આપણી સાથે છે. ભારતમાતાના આ સાચા રત્નને ઈ. સ. 1990માં આપણા દેશે મરણોત્તર ભારતરત્નના ઇલકાબથી નવાજવામાં આવ્યા. 'ભારતરત્ન' અને બંધારણના ઘડવૈયાને ડૉ. ભીમરાવ આંબેડકરને હૃદયપૂર્વક વંદન !

## શબ્દસમજૂતી

**પોરસાયેલા** પ્રસન્ન થયેલા **અદમ્ય** દાબી ન શકાય તેવું **જ્ઞાનયજ્ઞ** જ્ઞાનરૂપી યજ્ઞ **ફુરસદ** વધારાનો સમય, નવરાશ **દુર્લભ** સહેલાઈથી ન મળે તેવું **પાક્ષિક** દર પખવાડિયે પ્રકાશિત થતું સામયિક **ઉન્નતિ** પ્રગતિ, વિકાસ **આભૂષણ** ઘરેણું **નિધિ** ફાળો (ખજાનો) **પરિનિર્વાણ** અવસાન **ઇલકાબ** માન બતાવવા સરકાર તરફથી અપાતું સન્માન, ચંદ્રક **મરણોત્તર** મૃત્યુ પછીનું **ગુરુમંત્ર** ગુરુ દ્વારા અપાતો મંત્ર

## રૂઢિપ્રયોગો

**પગે પાંખો ફૂટવી** - ખૂબ જ ઉત્સાહમાં આવી જવું **પેટે પાટા બાંધવા** - ખૂબ જ દુઃખ વેઠવું **લોઢાના ચણા ચાવવા** - અત્યંત મુશ્કેલ કામ કરવું **આકાશ-પાતાળ એક કરવાં** - ખૂબ જ મહેનત કરવી

## ભાષાસજ્જતા

- **નીચેના શબ્દો વાંચો :**

(1) છોકરી, દાસી, રાણી, કૂતરી, ચકલી, વાંસળી, છત્રી વગેરે.

(2) મોરલો, છોકરો, ઘોડો, વાંદરો, પંખો, ઘડો, ખાટલો વગેરે.

(3) છોકરું, કૂતરું, આંગણું, બારણું, રમકડું વગેરે.

ઉપરના (1) ના શબ્દોમાં **'ઈ'** પ્રત્યય લાગેલો છે. જે શબ્દોની પાછળ મોટે ભાગે **'ઈ'** પ્રત્યય લાગેલો હોય તેને **સ્ત્રીલિંગ** કહે છે.

હવે (2)ના શબ્દોમાં **'ઓ'** પ્રત્યય લાગેલો છે, જે શબ્દોની પાછળ મોટે ભાગે **'ઓ'** પ્રત્યય લાગેલો હોય તેને **પુંલ્લિંગ** કહે છે.

જ્યારે (3)ના શબ્દોમાં **'ઉં'** પ્રત્યય લાગેલો છે. જે શબ્દોની પાછળ **'ઉં'** પ્રત્યય લાગેલો હોય તેને **નપુંસકલિંગ** કહે છે.

## યાદ રાખો

શબ્દમાં લિંગને ઓળખવા માટે **'કેવી', 'કેવો'** કે **'કેવું'** જેવા પ્રશ્ન પૂછવાથી લિંગ વિશે સરળતાથી જાણી શકાય છે.

**જેમ કે,**

ચકલી કેવી ? (સ્ત્રીલિંગ) ઘોડો કેવો ? (પુંલ્લિંગ) કૂતરું કેવું ? (નપુંસકલિંગ)

હવે નીચે આપેલા શબ્દોને **સ્ત્રીલિંગ, પુંલ્લિંગ** કે **નપુંસકલિંગ**માં વર્ગીકરણ કરો :

પિતા, સૂર્યકિરણ, શિક્ષક, પુસ્તક, કુમળી, દીકરો, ઉજાસ, કિશોર, ભીમરાવ, જ્ઞાતિ, આઝાદી, બાળક, પુત્ર

| સ્ત્રીલિંગ | પુંલ્લિંગ | નપુંસકલિંગ |
|---|---|---|
| | | |

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) ડૉ. ભીમરાવ આંબેડકરનો જન્મ ક્યાં થયો હતો ?

(2) ડૉ. ભીમરાવનાં માતાપિતાનાં નામ જણાવો.

(3) ડૉ. ભીમરાવને પિતા પાસેથી વારસામાં શું મળ્યું હતું ?

(4) ડૉ. ભીમરાવની વાંચનપ્રીતિ કેવી હતી ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર વિચારીને લખો :**

(1) આ પાઠમાંથી ડૉ. બાબાસાહેબના કયા ગુણો તમને વિશેષ ગમ્યા ?

(2) આ પાઠમાં તમે ડૉ. બાબાસાહેબની વિદ્યા મેળવવાની ધગશ વિશે જાણ્યું, તમે વિદ્યા મેળવવા કેવા પ્રયત્નો કરશો ?

(3) ડૉ. ભીમરાવના ઘડતરમાં કયા ત્રણ મહાપુરુષોનો ફાળો છે ?

(4) ડૉ. ભીમરાવના જીવનનાં મહત્ત્વનાં કાર્યો કયાં કયાં છે ?

(3) 'ભારતરત્ન' એ ભારત સરકાર દ્વારા મળતું સન્માન છે. ડૉ. આંબેડકર સિવાય જેમને 'ભારતરત્ન' સન્માન મળ્યું હોય તેવા પાંચ મહાનુભાવોનાં નામ જાણીને લખો.

**3. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો :**

નવાઈ : ________ તંગી : ________ મહત્ત્વ : ________

ગરીબ : ________ હૃદય : ________

**4. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

અંધકાર × ________ વિશાળ × ________ દુર્ભાગ્ય × ________

દૂષણ × ________ આનંદ × ________

**5. નીચેના શબ્દોની સાચી જોડણી ધ્યાનમાં રાખો :**

માતૃસુખ, શિક્ષક, અસ્પૃશ્ય, શિષ્યવૃત્તિ, આર્થિક

**6. નીચેના દરેક શબ્દનો વાક્યપ્રયોગ કરો :**

બુદ્ધિમાન : ________

ગ્રંથ : ________

શિષ્યવૃત્તિ : ________

સમાજોદ્ધાર : ________

ભારતરત્ન : ________

**7. નીચેની ખાલી જગ્યામાં યોગ્ય અક્ષર મૂકો :**

(1) ____ ત્તમ (ઉ, ઊ) (2) ____ ત્ર (પુ, પૂ) (3) ____ ષ્ય (શિ, શી)

(4) ____ ત્કર્ષ (ઉ, ઊ) (5) ____ શ્કેલી (મૂ, મુ)

**8. નીચે દર્શાવેલા મહાપુરુષોએ આપેલાં સૂત્રો લખો :**

(1) ગાંધીજી (2) વિનોબાજી (3) વિવેકાનંદજી (4) સુભાષચંદ્ર બોઝ

(5) લોકમાન્ય ટિળક (6) જવાહરલાલ નહેરુ (7) ડૉ. આંબેડકર

**પ્રવૃત્તિ**

- ડૉ. બાબાસાહેબ આંબેડકરના બે-ત્રણ 'જીવનપ્રસંગો' મેળવીને વર્ગમાં કહો.

❖

# 14. ઊડે રે ગુલાલ

નટવર પટેલ



આ કાવ્યમાં કવિએ જુદા જુદા ઉત્સવો પૈકી હોળી-ધૂળેટીની ઉજવણીના પ્રસંગનું સુંદર વર્ણન કર્યું છે.

ઘેરૈયાની આવી ટોળી, ઊડે રે ગુલાલ !
આલો પૈસો આજે હોળી, ઊડે રે ગુલાલ !
રંગભરી પિચકારી લાવ્યા, ઊડે રે ગુલાલ !
જે દોડ્યા તે આજે ફાવ્યા, ઊડે રે ગુલાલ !
કાકાની ઉછાળી ટોપી, ઊડે રે ગુલાલ !
ટોળાએ મરજાદા લોપી, ઊડે રે ગુલાલ !
ખજૂર, ધાણી, શ્રીફળ માગે, ઊડે રે ગુલાલ !
મળતાં લાગો વધતી આગે, ઊડે રે ગુલાલ !
ભાભીની ભીંજી ચૂંદલડી, ઊડે રે ગુલાલ !
કાકાની રંગી ધોતલડી, ઊડે રે ગુલાલ !
રંગે હોળી સૌને સરખા, ઊડે રે ગુલાલ !
માણો આનંદ છોડી નખરાં, ઊડે રે ગુલાલ !



## શબ્દસમજૂતી

**ઘેરૈયો** હોળી ખેલવા નીકળેલો, ઘેરૈયામાંનો માણસ **પિચકારી** પાણીની શેડ છોડવાનું ભૂંગળી જેવું એક સાધન **મરજાદા** અદબ, સભ્યતા, મર્યાદા **લોપી** લોપ કરી, અળગી મૂકી **ધાણી** શેકવાથી ફૂટેલા અનાજના દાણા, અનાજના દાણા શેકીને બનાવેલી વસ્તુ **ચૂંદલડી** ચૂંદડી, એક જાતનું ભાતીગળ રેશમી લૂગડું **ધોતલડી** ધોતિયું, થેપાડું **નખરાં** ચેષ્ટા, ચાળા **લાગો** દાપું, હકસાઈ, પોતાના હકની રકમ કે વસ્તુ

## ભાષાસજ્જતા

- **નીચે આપેલા વર્ણસામ્ય ધરાવતા શબ્દોનો અર્થભેદ સમજો :**

દા.ત.,

- **દિન** - દિવસ
  **દીન** - ગરીબ
- **પાણિ** - હાથ
  **પાણી** - જળ
- **ધુનિ** - નદી
  **ધુની** - તરંગી
- **પુર** - નગર
  **પૂર** - જલસંકટ
- **અહિ** - સાપ
  **અહીં** - અહીંયાં, આ સ્થળે
- **નાસ્તો** - હળવો ખોરાક
  **નાસતો** - ભાગતો
- **ગુણ** - વિશેષતા
  **ગૂણ** - થેલો
- **ચિર** - લાંબું
  **ચીર** - વસ્ત્ર
- **મા** - માતા
  **માં** - અંદર

## સ્વાધ્યાય

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) કોની ટોળી આવી રહી છે ?
(2) ટોળાએ મર્યાદા વટાવતાં શું કર્યું ?
(3) ખજૂર, ધાણી, શ્રીફળ કોણ માગે છે ?
(4) ‘લાગો’ એટલે શું ?
(5) નખરાં છોડીને કવિ શું કરવાનું કહે છે ?

**2. આ કાવ્યમાંથી પ્રાસયુક્ત શબ્દોની જોડીઓ લખો :**

**3. નીચેની કાવ્યપંક્તિઓનો ભાવાર્થ સમજાવો :**

‘કાકાની ઉછાળી ટોપી, ઊડે રે ગુલાલ !
ટોળાએ મરજાદા લોપી, ઊડે રે ગુલાલ !

ખજૂર, ધાણી, શ્રીફળ માગે, ઊડે રે ગુલાલ !
મળતાં લાગો વધતી આગે, ઊડે રે ગુલાલ !'

**4. નીચેની કાવ્યપંક્તિઓ પૂર્ણ કરો :**

ઘેરૈયાની આવી ..........................................

..........................................

..........................................

.......................................... ફાવ્યા ઊડે રે ગુલાલ !

**5. સૂચના પ્રમાણે કરો :**

(1) તમારા ગામમાં ઉજવાતા તહેવારોની યાદી બનાવો.

(2) તમને ગમતા બે તહેવારોનાં નામ લખો.

(3) તહેવારો તમને શા માટે ગમે છે ? ટૂંકમાં જણાવો.

**6. નીચેના આપેલા શબ્દોમાં એક શબ્દ જુદો પડે છે. જુદો પડતો શબ્દ શોધીને તેના પર ◯ કરો :**

(1) પિચકારી, ઘેરૈયા, રંગ, ફટાકડા (2) વરસાદ, પાણી, વાદળ, ઘાણી

(3) ઘર, સાબુ, દરવાજો, દીવાલ (4) સૂર્ય, તડકો, ધરતી, ગરમી

(5) ખજૂર, ધાણી, પિચકારી, રાખડી (5) કાકા, ભાભી, મામી, મમ્મી

**7. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :**

પિચકારી, ચૂંદડી, ખજૂર, ઉછાળવું, ધાણી, ઘેરૈયો

(1) ________ (2) ________ (3) ________

(4) ________ (5) ________ (6) ________

**પ્રવૃત્તિ**

- પુસ્તકાલયમાંથી ઉત્સવગીતો મેળવો અને વાંચો.

❖

# 15. સુભાષિતો

સુભાષિત એટલે સરસ રીતે કહેવાયેલો અનુભવ અથવા નીતિવિચાર. સુભાષિતોમાં બોધ રહેલો હોય છે. તેમાં અનુભવનો નિચોડ હોવાથી તેમાંથી પ્રેરણા અને પ્રોત્સાહન મળે છે.

(1)

જાતે કરવું, જાતે રળવું, જાત વિના સૌ જૂઠું જી;
જાતે ઝૂઝવું, જાતે વધવું, જાત વડે ઉદ્ધરવું જી.

[આપબળ-જાત મહેનત-નો મહિમા આ સુભાષિતમાં વર્ણવાયો છે. 'પારકી આશ સદા નિરાશ' એ ઉક્તિ બરાબર સમજી લઈને 'અપના હાથ જગન્નાથ' એમ માનીને ચાલવું જોઈએ.]

(2)

આવ નહિ, આદર નહિ, નહિ નયનમાં નેહ;
તે ઘર કદી ન જાઈએ, (ભલે) કંચન વરસે મેહ.

[આ સુભાષિતમાં આતિથ્ય ભાવનાની વાત છે. જ્યાં પ્રેમ, આદરભાવ ના હોય ત્યાં ગમે તેટલો ધનવૈભવ હોય તોય જવાય નહિ. એ વાત સરસ રીતે દર્શાવી છે.]

(3)

કડવા હોય લીમડા, શીતળ એની છાંય;
બાંધવ હોય અબોલડા, તોય પોતાની બાંય.

[આ સુભાષિતમાં કડવા લીમડાનો દાખલો આપી પોતાના ભાઈભાંડુ વઢકણાં હોય તોપણ તેમને પોતાના લેખી તેમનો સાથ-સહકાર લેવો એમાં જ શાણપણ છે એ વાત બતાવાઈ છે.]

(4)

બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું ઊભા રહેલનું;
સૂતેલાનું દીસે સૂતું, ચાલે ભાગ્ય ચલન્તનું.

[આ સુભાષિતમાં પુરુષાર્થ કરનારના પક્ષે નસીબ હોય છે તે સત્ય રજૂ કરવામાં આવ્યું છે.]

## (5)

**હોય કામ મુશ્કેલ પણ, ઉદ્યમથી ઝટ થાય;**
**ખંત જો દિલમાં હોય, તો કદી ન ફોગટ જાય.**

[આ સુભાષિતમાં ઉદ્યમ અને ખંતનો મહિમા દર્શાવવામાં આવ્યો છે.]

### શબ્દસમજૂતી

**જાતે** પોતે **ઝૂઝવું** (કામમાં) મચ્યા રહેવું, જોરદાર લડત આપવી **ઉદ્ધરવું** સંકટ કે આફતમાંથી છૂટવું મુક્ત થવું **આવ** આવકાર, આદર, સન્માન **નયનમાં** આંખમાં **નેહ** સ્નેહ, પ્રેમ **શીતળ** ઠંડું **બાંધવા** ભાઈ, સગા **બાંય** હાથ (અહીં) મદદ, સહકારના અર્થમાં **ભાગ્ય** નસીબ **દીસે** દેખાય **ચલન્તનું** ચાલનારનું **ઉદ્યમ** મહેનત **ખંત** ચીવટપૂર્વક લાગ્યા-મંડ્યા રહેવાનો મહેનતુપણાનો ગુણ, ચીવટ, કાળજી, હોંશ **ફોગટ** નકામું, વ્યર્થ

### સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) ''પારકી આશ સદા નિરાશ'' આ કહેવત પહેલા સુભાષિતના આધારે સમજાવો.

(2) આપણે કેવા ઘેર ન જવું જોઈએ ? શા માટે ?

(3) 'બાંધવ હોય અબોલડા તોય પોતાની બાંય' શા માટે કહ્યું છે ?

(4) મુશ્કેલ કામને સહેલું કેવી રીતે બનાવી શકાય ?

(5) સૂતેલાનું ભાગ્ય સૂતેલું હોય છે એમ શા માટે કહેવાય છે ?

**2. નીચે આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો શોધીને લખો :**

આવ : ____________ આદર : ____________ નેહ : ____________

કંચન : ____________ નયન : ____________ ઉદ્યમ : ____________

**3. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો લખો :**

કંજૂસ × ____________ કડવું × ____________ શીતળ × ____________

આદર × ____________ મુશ્કેલ × ____________ વધવું × ____________

**4. સુભાષિતોની પંક્તિમાં આવેલા પ્રાસવાળા શબ્દો શોધીને લખો :**

ઉદાહરણ : કરવું - રળવું

(1) ઝૂઝવું ______ (2) નેહ ______

(3) છાંય ______ (4) બેઠાનું ______

(5) જાય ______

**5. નીચેના શબ્દોનો ઉપયોગ કરી વાક્યો બનાવો :**

મુશ્કેલ : ______

જૂઠું : ______

શીતળ : ______

ભાગ્ય : ______

નયન : ______

**6. બે દુહા કે સુભાષિતો લખો :**

### પ્રવૃત્તિ

- એકમમાં આપેલાં સુભાષિતોનો મુખપાઠ કરો.



# પુનરાવર્તન 4

**1. નીચેના દરેક પ્રશ્નનો ઉત્તર એક-એક વાક્યમાં લખો :**

(1) વૉલ્ટરે એના પગને શું કહ્યું ?

(2) ભારતના બંધારણના ઘડવૈયાનું નામ લખો.

(3) ડૉ. ભીમરાવનાં માતાપિતાનાં નામ લખો.

(4) નખરાં છોડીને કવિ શું કરવાનું કહે છે ?

(5) આપણે કેવા ઘેર ન જવું જોઈએ ?

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) અપંગ વૉલ્ટરની શારીરિક સ્થિતિનું વર્ણન કરો.

(2) ભીમરાવ આંબેડકર વિશે પાંચ વાક્યો લખો.

(3) ધુળેટીના તહેવાર વિશે ચાર વાક્યો લખો.

(4) તમને ગમતું કોઈ એક સુભાષિત લખો.

**3. કૌંસમાં આપેલા શબ્દોના સમાનાર્થી શબ્દો કોષ્ટકમાંથી શોધીને તેની ફરતે ⬭ કરો :**

(તરંગ, ઘોડો, ગોતવું, અત્યાચાર, વંદન, ત્રાડ, બચરવાળ, હાડકાં, ફાયદો, સીર)

| અ | પ્ર | શો | ધ | વું | જુ | લ | મ |
|---|---|---|---|---|---|---|---|
| શ્વ | દી | વા | મ | ળ | કા | દ | વ |
| ન | મ | ન | સ | વું | ગ | ર્જ | ના |
| છો | ક | રાં | છૈ | યાં | વા | ળું | અ |
| ળું | અ | સ્થિ | ય | જ | નુ | હો | ટી |
| ળું | ળા | જ | ધિ | ત | સા | દૂ | ધ |
| જ | ન | ફો | અ | મો | ન | મો | જું |

**4. અહીં એક શબ્દ આપ્યો છે 'સફરજન'. આ શબ્દમાંથી બે કે તેથી વધુ અક્ષરો લઈને બનતા શબ્દો બનાવો :**

(1) ______ (2) ______ (3) ______

(4) ______ (5) ______ (6) ______

(7) ______ (8) ______ (9) ______

**સફરજનની જેમ 'અમદાવાદ' અને 'કરમસદ' શબ્દ પરથી બનતા શબ્દો બનાવી નોટબુકમાં લખો.**

**5. નીચે આપેલાં વાક્યોમાં સર્વનામ વાપરી વાક્યો ફરીથી લખો :**

(1) સાગર મારો ભાઈ છે. સાગર અમદાવાદમાં અભ્યાસ કરે છે.

(2) કૃતિ પાસે સુંદર સાડી છે. કૃતિની સાડી લાલ છે.

(3) દીપક વિદ્યાર્થી છે. દીપકે ગીત ગાયું.

(4) ભાવના હોશિયાર છે. ભાવના નિયમિત છે.

(5) શિક્ષકે વિદ્યાર્થીઓને કહ્યું કે, વિદ્યાર્થીઓએ પ્રવાસમાં જરૂર આવવાનું છે.

**6. સૂચના પ્રમાણે કરો :**

(1) બગીચામાં જોવા મળતી વ્યક્તિઓ, વસ્તુઓ, વૃક્ષો, છોડ વગેરેની યાદી બનાવો.

| ચીજવસ્તુ | વૃક્ષો | છોડ |
|---|---|---|
| | | |

(2) બનાવેલાં નામોની યાદી સ્ત્રીલિંગ, પુંલ્લિંગ કે નપુંસકલિંગમાં વિભાજિત કરો.

| સ્ત્રીલિંગ | પુંલ્લિંગ | નપુંસકલિંગ |
|---|---|---|
| | | |



# પૂરક વાચન

## 1. અભિનંદન

ભાગ્યેશ જહા

પ્રસ્તુત કાવ્યમાં ગુજરાતની ગરિમાની વાત કરવામાં આવી છે. તેનાં ખમીર અને ખુમારીની સાથે અદ્યતન ટેક્નોલૉજીના વિકાસથી સમગ્ર વિશ્વ પર ગુજરાત પોતાની આગવી ઓળખ ઊભી કરી રહ્યું છે, તેની રજૂઆત કવિએ રસપ્રદ રીતે આ કાવ્યમાં કરી છે.

ગુજરાત તને અભિનંદન !
ગુજરાતીના ગૌરવથી આ ધરા બની નંદનવન !
વેદકાળથી વહે નિરંતર જ્ઞાનભક્તિની ધારા,
દસે દિશાઓ રક્ષે દેવો, નરનારી અહીં ન્યારાં;
તું સોમનાથનું બીલીપત્ર, તું હાટકેશનું ચંદન !
ધરતીકંપમાં ઊભો રહ્યો તું સાવ અડીખમ માણસ,
દુષ્કાળોની દારુણ ક્ષણમાં સતત ધબકતો માણસ;
સરળ સહજ થઈ સંતાડ્યું તેં આંસુભીનુ ક્રંદન !
અભિનંદન, ગુજરાત તને અભિનંદન !





કમ્પ્યૂટરમાં કૃષ્ણ નિહાળે
ગરબે અંબા રમતી
દેશવિદેશ વેબસાઇટમાં
વિસ્તરતી ગુજરાતી - ગુજરાતી વિસ્તરતી
સમૂહજીવનમાં સૌની સાથે વ્હેંચે કેવાં સ્પંદન !
અભિનંદન, ગુજરાત તને અભિનંદન !

### શબ્દસમજૂતી

**અભિનંદન** ધન્યવાદ **ગૌરવ** આદર, મોટાઈ, મહત્તા **નંદનવન** હરિયાળું **નિરંતર** સતત, કાયમ **ધરા** ધરતી, જમીન **રક્ષે** રક્ષણ કરે **ન્યારા** અનોખા **ધરતીકંપ** ભૂકંપ **અડીખમ** ડગ્યા સિવાય, એકધારું ઊભું રહેવું **દારુણ** ભયાનક **ક્ષણ** પળ **સતત** સદાય **ક્રંદન** રુદન **વેબસાઈટ** કોઈ ચોક્કસ વસ્તુ બતાવતી કમ્પ્યૂટર સ્ક્રિપ્ટ **વિસ્તરતી** વિસ્તાર પામતી **વ્હેંચે** વહેંચે

❖

# 2. કેટલાક પ્રસંગો

આપણી આસપાસ, આપણને જોવા અનુભવવા મળતા કેટલાક પ્રસંગો અહીં આપ્યા છે. જીવનમૂલ્યોથી આપણું જીવન સાર્થકતાનો અનુભવ કરે છે, એનાં આ ઉદાહરણો છે.



**(1)**

સુમંત ત્રીજા ધોરણમાં ભણતો હતો. બપોરની રિસેસ પૂરી થઈ અને બધા છોકરાઓ ધક્કાધક્કી કરતા વર્ગમાં દોડી ગયા. સુમંતને ધક્કો વાગ્યો અને એ ટેબલ સાથે અથડાયો. ટેબલ પર મૂકેલો શાહીનો ખડિયો પડી ગયો અને ફૂટી ગયો. શિક્ષક બહુ કડક હતા. એમણે ફૂટેલો ખડિયો અને જમીન પર ઢોળાયેલા શાહી જોયાં. તે એકદમ ગુસ્સે થઈ તોફાની રામુ તરફ જોઈ બોલ્યા, 'આ કોનું કામ છે?'

વર્ગ આખો શાંત ! ન કોઈ બોલે કે ચાલે. સુમંત ધીરેથી ઊભો થયો અને બોલ્યો, 'સાહેબ, મારાથી એ ખડિયો ફૂટી ગયો છે. હું ગુનેગાર છું.'

શિક્ષક સાચાબોલા નીડર છોકરા તરફ જોઈ રહ્યા !

**(2)**

પંકજ બજારમાં શાક લેવા ગયો. દૂધી વીસ રૂપિયે કિલોગ્રામ હતી. તેણે અડધો કિલો દૂધી લીધી અને શાકવાળાને વીસ રૂપિયા આપ્યા. શાકવાળાએ બાકીના પૈસા પાછા આપ્યા. તે લઈ પંકજે ચાલવા માંડ્યું. રસ્તે ઊભા રહી એણે પૈસા ગણ્યા તો પંદર રૂપિયા થયા. શાકવાળાએ ભૂલથી પાંચ રૂપિયા વધારે આપ્યા હતા. પંકજ તરત જ પાછો ફર્યો. તેણે શાકવાળાને કહ્યું, 'ભાઈ, તમે મને પાંચ રૂપિયા વધારે આપ્યા છે. આ લો, આ પાંચ રૂપિયા.'

શાકવાળો પંકજ તરફ જોઈ જ રહ્યો. પંકજ કેવો પ્રામાણિક !

**(3)**

દીપા સવારમાં વહેલી ઊઠે. બાને કચરો કાઢવામાં તથા વાસણ ધોવામાં મદદ કરે. દાદીમાને દેવસેવા માટે ફૂલ લાવી આપે. નાહીધોઈ પોતાના પાઠ વાંચે. નાનાભાઈને પાસે બેસાડી રમાડે અને બાને જરા પણ હેરાન કરવા ન દે. દીપા કેવી કામગરી !

## (4)

અશ્વિન બજારને રસ્તે જતો હતો. રસ્તા પર ઘોડાગાડી તથા મોટરની ધમાલ હતી. એક અંધ માણસ રસ્તાની બીજી બાજુએ જવા માગતો હતો, પણ ઘોડાગાડી અને મોટરની ધમાલને લીધે જઈ શકતો ન હતો. અશ્વિન તેની પાસે ગયો, તેણે તેનો હાથ પકડ્યો અને ધીરે ધીરે રસ્તાની બીજી બાજુએ મૂકી આવ્યો. અશ્વિન કેવો દયાળુ !

## (5)

ખુશાલીની બહેનપણી પૂજાની વરસગાંઠ હતી. પાંચ-સાત બહેનપણીઓ ભેગી થઈ હતી. પૂજાની બાએ બધી છોકરીઓને પાંચ પાંચ પિપરમીટ આપી. બીજી છોકરીઓ પિપરમીટ ખાઈ ગઈ પણ ખુશાલીએ ગજવામાં મૂકી. ઘેર જઈ પોતાનાં બે ભાઈ અને કાકાના દીકરા તથા દીકરીને એક-એક પિપરમીટ આપી અને ખાધી. ખુશાલી કેવી વહાલસોઈ !

## (6)

નીલેશ એના ચાર ભાઈબંધો સાથે રમતો હતો. એની બાએ એને પાંચ કેરી આપી. નીલેશે ચારે ભાઈબંધોને એક એક કેરી આપી અને પાંચમી કેરી પોતાને માટે રાખી. તે પોતાની કેરી ખાવા જતો હતો તેવામાં એણે એક ગરીબ છોકરાને એમની તરફ અને એમની કેરી તરફ દયામણે ચહેરે જોતાં જોયો. નીલેશે તરત જ પોતાની કેરી પેલા ગરીબ છોકરાને આપી દીધી અને પોતે ન ખાધી. નીલેશ કેવો પરગજુ !

## (7)

મનન અને એનો નાનો ભાઈ અંગદ શાળામાં ભણતા હતા. આજે એમની શાળામાં રમતગમતનો કાર્યક્રમ હતો. બંને જણ સાંજે એ કાર્યક્રમ જોવા જવાના હતા. બપોરે અંગદને એકાએક તાવ ચડ્યો અને એમના પપ્પાએ અંગદને કાર્યક્રમ જોવા જવાની ના પાડી. મનન પણ કાર્યક્રમ જોવા ન ગયો અને તેણે અંગદ પાસે બેસી એને નાની નાની વાતો વાંચી સંભળાવી. મનન કેવો પ્રેમાળ !

### શબ્દસમજૂતી

**કામગરી** કામમાં રચીપચી રહેનારી **વહાલસોઈ** વહાલમાં ઊછરેલી, લાડકવાયી **પરગજુ** પરોપકારી



# 3. ખીચડી પકાવું છું

બીરબલ એની ચતુરાઈ માટે જાણીતો છે. અહીં અકબર-બીરબલની એક ચતુરાઈની કથા આપેલી છે. બીરબલે એની ચતુરાઈથી અદેખા ચોકીદારને બોધપાઠ ભણાવ્યો, જુવાનને ન્યાય અપાવ્યો અને અકબરની આંખ ખોલી આપી.

શિયાળાના દિવસો હતા. કડકડતી ઠંડી પડતી હતી. દરબારમાં બેઠા બેઠા અકબર બાદશાહના મનમાં એક વિચાર આવ્યો. તેમણે દરબારીઓને પૂછ્યું, ''મહેલની પાસેના તળાવમાં આખી રાત ઠંડા પાણીમાં કોઈ ઊભો રહે ખરો ?''

એક દરબારી બોલ્યો, ''નામદાર, દિલ કોરી નાંખે એવી ઠંડી છે, બરફ જેવા ઠંડા પાણીમાં ઊભા રહેવાની કોની છાતી ચાલે ? ઉનાળો હોય તો કોઈ એવી હિંમત કરે.''

ત્યાં બીજો દરબારી બોલી ઊઠ્યો, ''ખુદાવંદ, પૈસો અજબ ચીજ છે. ઇનામની લાલચે કોઈ જોખમ ખેડેય ખરો.''

બાદશાહે મોટા ઇનામની જાહેરાત કરી.

પચીસ વર્ષના એક ગરીબ નવજુવાને આ ઇનામની શરત સ્વીકારી. આથી બાદશાહે તળાવની ચારે બાજુ કડક ચોકીપહેરો ગોઠવ્યો. નવજુવાન આખી રાત ઠંડા પાણીમાં ઊભો રહ્યો.

સવારમાં બાદશાહે તળાવ પાસે આવીને જોયું તો નવજુવાન પાણીમાં ઊભો ઊભો પ્રાર્થના કરતો હતો. બાદશાહ તેને શાબાશી આપવા જતા હતા. ત્યાં એક અદેખો ચોકીદાર બોલ્યો, ''હજૂર, રાત્રે મેં એને તાપતો જોયો હતો.''

નવજુવાન બોલી ઊઠ્યો, ''હું તાપતો હતો ? આવો ગોળો શા માટે ગબડાવે છે ? હું તો આખી રાત પાણીમાં હતો. તું પોતે એનો સાક્ષી છે.''

ચોકીદાર બોલ્યો, ''મહેલમાંથી આવતા દીવાના પ્રકાશ તરફ નજર રાખી તું નહોતો ઊભો ?''

ભોળા જુવાને જવાબ આપ્યો, ''હા, આખી રાત એ દીવાના પ્રકાશ તરફ મેં નજર રાખી હતી.''

અદેખા ચોકીદારે કહ્યું, ''ત્યારે તને એ દીવાની ગરમી મળી ખરી ને ? એ ગરમી મળી તેથી તો તું જીવતો રહ્યો. હજૂર, આ માણસ ઇનામને લાયક નથી.''

નવજુવાનને ઇનામ આપ્યા વિના બાદશાહ ત્યાંથી ચાલ્યા ગયા.



નવજુવાન નિરાશ થઈ ગયો. બીરબલ બહારગામથી પાછો આવ્યો એટલે તેણે તેની પાસે જઈને બનેલી વાત રજેરજ કહી.

બીરબલે નવજુવાનને કહ્યું, ''પણ જાનને જોખમમાં મૂકવાની શી જરૂર હતી ?''

નવજુવાને કહ્યું, ''હું ગરીબ માણસ. ઇનામ મળે તો મારું નસીબ ખૂલી જાય.''

બીરબલે તેને ધીરજ રાખવાનું કહી વિદાય કર્યો. બીરબલ બહારગામથી પાછો આવ્યો છે એવી ખબર બાદશાહને મળી. તેણે તરત જ બીરબલને બોલાવવા માટે સિપાઈને મોકલ્યો.

સિપાઈએ બીરબલને ઘરે જઈને તેના નોકરને બાદશાહનો સંદેશો કહ્યો. બીરબલે કહેવરાવ્યું, ''અત્યારે હું ખીચડી પકાવું છું. એ તૈયાર થાય કે ખાઈને તરત બાદશાહ પાસે આવીશ.''

કલાકે પછી સિપાઈ પાછો આવ્યો એટલે વળી બીરબલે બહાર આવી તે જ સંદેશો મોકલાવ્યો. વળી કલાક વીત્યો પણ બીરબલ જણાયો નહિ. એટલે બાદશાહ અધીરા થયા. તેઓ મનમાં બોલ્યા, ''આ તે કેવી ખીચડી કે બે કલાકે પણ ચડી નહિ ! ચાલ, જઈને જોઉં તો ખરો !''

બાદશાહ પોતે બેચાર સરદારો અને સિપાઈઓ સાથે બીરબલને ત્યાં આવ્યા. બીરબલ ઉતાવળો ઉતાવળો બહાર આવ્યો. તે બોલ્યો, ''નામદાર, કહો તો ભૂખ્યો આવું. પણ ખીચડી હજી ચડી નથી. ખાતરી થતી ન હોય, તો ચાલો જાતે જુઓ.''

બાદશાહને હસવું આવ્યું. તે ઘરના વાડામાં આવ્યા. તેમણે ત્યાં જે જોયું તેથી તેઓ આશ્ચર્યમાં ડૂબી ગયા. ત્રણ વાંસને જમીન પર ઊભા રાખીને એ ત્રણેને મથાળે એકસાથે બાંધ્યા હતા. બાંધેલા વાંસની અધવચ એક હાંડલી ટાંગી હતી. નીચે જમીન પર ચૂલો સળગાવ્યો હતો. ચૂલા પાસે પાટલા પર બેસી બીરબલે લાકડાના નાના ટુકડા ચૂલામાં નાંખ્યા અને ભૂંગળીથી ભડકો કર્યો. પછી તેણે હાંડલી તરફ જોયું.

બાદશાહને હસવું આવી ગયું. તેમણે બીરબલને કહ્યું, ''બીરબલ, તું તો બેવકૂફ છે. તારું મગજ ઠેકાણે છે કે નહિ ? તેં આ શું માંડ્યું છે ? આ ચૂલાનો તાપ ઊંચે હાંડલીને કેવી રીતે પહોંચે ? આમ તો તારી ખીચડી સાત દિવસે પણ ચડે નહિ.''

બીરબલે વળી ભૂંગળીથી ભડકો કર્યો અને તે બોલ્યો, ''નામદાર, આપ ભલે મને ડાહ્યો ન ગણો. મને આશા છે કે ખીચડી ચડશે. મને સફળતા મળશે.''

બાદશાહે કહ્યું, ''બીરબલ, મને તારી વાત સમજાતી નથી. તારા મનમાં શું છે ? ઝટ કહી દે.''

બીરબલ બોલ્યો, ''દૂરથી મહેલના નાના દીવાની ગરમી નવજુવાનને મળી અને તેથી તે જીવી ગયો. દીવો તો દૂર હતો, પણ આ ચૂલો હાંડલીની નજીક છે. મારી ખીચડી જરૂર રંધાશે.''

પછી બીરબલે અદેખા સિપાઈ તરફ જોઈ કહ્યું, ''આને પૂછો. એ જરૂર કહેશે કે ખીચડી રંધાશે.'' અદેખા સિપાઈનું મોં પડી ગયું. તે નીચું માથું કરી ઊભો રહ્યો. બાદશાહે બીજા સિપાઈને કહ્યું, ''પેલા નવજુવાનને મહેલમાં આવવાનું કહી આવ. તેને કહજે કે તારું ઇનામ તને મળશે.''

## શબ્દસમજૂતી

**અદેખું** બીજાની સારી સ્થિતિ દેખી ન ખમાતાં થતો દ્વેષ **નસીબ** ભાગ્ય, કિસ્મત **અધીરા** ઉતાવળા **ચૂલો** રાંધવા માટે બળતણ ગોઠવવા કરાની જગા કે ગોઠવણ **ભૂંગળી** ચૂલામાં અગ્નિ પેટાવવા માટેની ફૂંકણી (પોલી નોળી) **હાંડલી** પહોળા મોંનું માટીનું એક વાસણ **બેવકૂફ** મૂર્ખ

## રૂઢિપ્રયોગો

**દિલ કોરી નાખે એવું** - સખત, પુષ્કળ **છાતી ચાલવી** - હિંમત હોવી **મોં પડી જવું** - શરમિંદું થઈ જવું **નીચું માથું કરવું** - શરમથી નીચે જોવું



# 4. મૂલ્યવાન ભેટ

અનુવાદક : જ્યોતિબહેન ગાંધી

પ્રભુને ચરણે ધરાતી ભેટ પૈસાની દૃષ્ટિએ કેટલી મોંઘી છે એ મહત્ત્વનું નથી, પણ આપનારનો ભાવ મહત્ત્વનો છે. ભાવથી ધરાવાયેલી, કટાઈ ગયેલા એક સિક્કાની ભેટ પણ કેવી મૂલ્યવાન છે તેની વાત આ પાઠમાં છે.



ચીન દેશની આ વાત છે.

આઠ વરસની નાનકડી તાઓ અનાથ બાળા હતી. એનાં મા-બાપ તો એને પાંચ વરસની નાની મૂકીને ઈશ્વરના દરબારમાં પહોંચી ગયાં હતાં. પડોશના લોકોએ એને સંભાળી લીધી. આસપાસ રહેનારાં સૌનું કામ એ કરે. આથી એને પેટપૂરતું ખાવાનું ને કપડાં મળી રહે. ગામમાં સૌ એને સ્નેહથી સાચવે.

એક વેપારીની સ્ત્રીને આ છોકરી ગમી ગઈ. તેથી એ એને પોતાને ઘેર લઈ ગઈ. તાઓને કામ

તો કરવું હતું, પણ અહીં એને એક ને એક ઘરમાં કામ કરવાનો પ્રસંગ ઊભો થયો. અહીં આખો દિવસ કંઈ ને કંઈ કામ પહોંચ્યા કરતું. આથી બહાર ફરવાનું બંધ થયું. પરિણામે બહારના મિત્રો સાથે રમવાની, કૂદવાની, ફરવાની મજા જતી રહી. અહીં પણ એણે સૌનાં દિલ જીતી લીધાં. એને કદી કોઈ કામ બતાવવું ન પડે. વળી એકેએક કામ ભારે ચીવટથી કરી આપે. વાસણ માંજીને અરીસા જેવાં બનાવી દે, ફળિયું ઓસરી ને ઓરડા વાળીને ચોખ્ખાંચણક કરી દે, અનાજ-સફાઈમાં કશી ફરિયાદ ન આવે. 'તાઓ' એવી બૂમ પડતાં જ 'જી' કહેતી એ હાજર થાય.

એકવાર ઘરની બહારનો રસ્તો સાફ કરતાં એને એક કાટવાળો સિક્કો જડી આવ્યો. એણે હાથમાં લઈને એને નિહાળ્યો ને ખુશી અનુભવી. થોડી વાર એને ઘસી જોયો, પણ ઉપરની ચોખ્ખી છાપ દેખાઈ નહિ. એણે એ સિક્કો એના બૂટમાં મૂકી દીધો. જ્યારે સમય મળે ત્યારે સિક્કાને ઘસ્યા કરે. આમ તો એ ઊજળો બની ગયો, પણ અંદરનો કાટ કેમે કરીને જાય નહિ. છતાં એને એ સિક્કા માટે મમતા બંધાઈ ગઈ. એણે એને કાળજીથી સાચવી રાખ્યો.

તાઓએ એકવાર ઘરના નોકરોએ વાતો કરતા સાંભળ્યા : ''આપણા શહેરમાં બૌદ્ધ ભિક્ષુઓ આવ્યા છે. ભગવાન બુદ્ધની ભવ્ય મૂર્તિ તૈયાર કરવા માટે દરેક ઘરમાંથી કીમતી વસ્તુઓનું દાન મેળવે છે. આપણે ત્યાં પણ તેઓ એક દિવસ જરૂર આવશે. આપણે પણ શક્તિ પ્રમાણે કંઈક ભેટ આપીશું.'' તાઓને વિચાર આવ્યો : 'હું શું ભેટ આપીશ ? મારી પાસે તો કંઈ નથી.'

સાચે જ બીજે દિવસે એક બૌદ્ધ ભિક્ષુ એ વેપારીને ત્યાં આવ્યા. દીવાનખાનામાં આવીને સૌએ એમને વંદન કર્યાં. ભગવાનની પ્રતિમાની વાત એમણે રજૂ કરી. ખૂણામાં બેઠેલી નાની તાઓએ પણ સૌ સાથે એમની વાત સાંભળી. પછી અંદર જઈને બધાં પોતાની ભેટ લઈ આવ્યાં. ભિક્ષુની ઝોળીમાં ભાત ભાતના રત્નજડિત દાગીના હતા. એમાં શેઠાણીનાં સોનાનાં અને નોકરોનાં રૂપાનાં ઘરેણાંનો ઢગલો થવા માંડ્યો. આ શુભ કાર્યમાં કંઈ ને કંઈ આપ્યાનો સૌએ સંતોષ અનુભવ્યો. તાઓએ આંખો ફાડીને જોયા કર્યું ને એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એની પાસે માત્ર એક નાનો સિક્કો હતો. સૌ જ્યારે કીમતી વસ્તુઓ આપતાં હોય ત્યારે પોતે કાટવાળો સિક્કો આપે એ તો કેવું ખરાબ લાગે ! એને થયું : 'આવી મોંઘી ભેટ મળતી હોય ત્યાં મારી મામૂલી ભેટની શી વિસાત ?'

બધી વસ્તુઓ ઝોળીમાં ભરીને ભિક્ષુએ વિદાય લીધી. પેલા ભિક્ષુની પાછળ દોડીને તાઓએ એમને ઊભા રાખ્યા ને કહ્યું : 'મહારાજ, મારી પાસે એક સિક્કો છે, એ ભગવાન બુદ્ધની મૂર્તિ માટે ધરું છું.' ભિક્ષુએ સિક્કો હાથમાં લઈને કહ્યું : ''તને આ સિક્કો ક્યાંથી મળ્યો ?''

''મને રસ્તા પરથી જડ્યો છે. મેં ઘસીને એને ઊજળો કર્યો છે. આ સિક્કો મને બહુ જ ગમે છે. મેં એને જીવની જેમ સાચવ્યો છે.''

''પણ આવો ગંદો કાટવાળો સિક્કો પવિત્ર મૂર્તિ માટે ઉપયોગમાં ન આવી શકે.'' એમ કહીને એમણે એ સિક્કો પાછો આપ્યો ને એ ચાલતા થયા.

પોતાની ભેટનો અસ્વીકાર થવાથી એને ખૂબ જ દુ:ખ થયું અને એ રડી પડી. એને થયું : ''ભગવાન બુદ્ધની મૂર્તિ માટે આપવાને મારી પાસે કશી મૂલ્યવાન વસ્તુ નથી. હું કેવી કમભાગી છું !'' એ નિરુપાય બની રહી. અંતે પેલો સિક્કો એણે બૂટમાં મૂકી દીધો.

ખૂણે ખૂણેથી ભાત ભાતની ભેટ લઈને સૌ ભિક્ષુઓ મઠમાં આવી ગયા. ધર્મગુરુએ આ બધાં ઘરેણાં મોટી ભઠ્ઠીમાં નાખીને ઓગાળ્યાં. તૈયાર થયેલા પ્રવાહીરસને એક મોટા બીબામાં ઢાળીને બુદ્ધની મૂર્તિ તૈયાર કરવામાં આવી. પણ મૂર્તિ જોતાં જ સૌ આશ્ચર્યચકિત બની ગયા : 'અરે, આ શું ? આ મૂર્તિના મુખ પર નાખુશીના ભાવ કેમ છે ? આ ધાતુમાં, બીબામાં કે ધાતુનો રસ તૈયાર કરવામાં કંઈક ખામી રહી ગઈ લાગે છે, સૌ ચિંતાતુર બની ગયા.

મઠના વડાએ પોતાના સર્વ શિષ્યોને એકત્ર કર્યા ને પૂછ્યું : ''સૌએ તમને ભેટ તો રાજીખુશીથી આપી છે ને ? કોઈને ફરજ પાડવામાં આવી નથી ને ? કોઈની પ્રેમપૂર્વકની ભેટનો અસ્વીકાર કર્યો નથી ને ? આ ભેટ મેળવવામાં કોઈ સ્થાને ગફલત થઈ છે ?''

એક ભિક્ષુકે ઊભા થઈને કહ્યું : ''મને એક નાની છોકરીએ આપેલો ગંદો કાટવાળો સિક્કો મેં સ્વીકાર્યો નહોતો.''

વડાએ કહ્યું : ''આવા પવિત્ર કાર્યમાં જે કોઈ વ્યક્તિ જે કંઈ આપે તે અણમોલ ભેટ ગણાય. જેની પાસે અઢળક સંપત્તિ છે તે થોડા કીમતી અલંકારો આપે, એના કરતાં જેની પાસે સંપત્તિ નથી છતાં કંઈક આપે છે તેનું મૂલ્ય વધારે છે. ભગવાન બુદ્ધને એવી વ્યક્તિ સૌથી વધુ પ્રિય છે. હા, એ ભેટ ખરા હૃદયથી આપેલી હોવી જોઈએ. ભગવાનને ચરણે ધરાવેલી ભેટનો અસ્વીકાર કરવાથી એ નારાજ થાય છે. જલદી જઈને ભેટ મેળવી લાવો.''

ભિક્ષુને પોતાની ભૂલ સમજાઈ અને ત્યાંથી તરત જ એ તાઓને મળવા ચાલી નીકળ્યા.

ફરી વાર પેલા શ્રીમંત વેપારીને ત્યાં એ આવ્યા. પેલી નાની તાઓને એમણે બોલાવી. સૌને આશ્ચર્ય થયું : ''ભિક્ષુએ તાઓને શા માટે બોલાવી હશે ?''

ભિક્ષુએ કહ્યું : ''બહેન, મારે તારી ક્ષમા માગવાની છે. એ દિવસે મેં તારી ભેટનો અસ્વીકાર કર્યો હતો. પણ આજે હું એ લેવા આવ્યો છું, તારી ભેટ વિના ભગવાન બુદ્ધની સુંદર મૂર્તિ તૈયાર થઈ શકશે નહિ.''

તાઓએ તો મોં પર આંગળી મૂકીને સાંભળ્યા કર્યું. ઘરના નોકરોને નવાઈ લાગી કે તાઓની ભેટ વળી એવી તે કેવીક મૂલ્યવાન હશે ? ત્યાં તો તાઓએ બૂટમાં સાચવેલો પેલો કાટવાળો સિક્કો ખૂબ સંકોચ સાથે ભિક્ષુને ચરણે ધર્યો. ભિક્ષુએ તે સ્મિત સાથે સ્વીકારીને એને આશીર્વાદ આપ્યા.

બૌદ્ધ ભિક્ષુએ આ નાનકડી ભેટ મઠના વડાને આપી. ફરી વાર પેલી મૂર્તિની ધાતુ સાથે આ સિક્કો ઓગાળવામાં આવ્યો ને એ રસને બીબામાં ઢાળવામાં આવ્યો. સૌએ જોયું તો એમાંથી એક સુંદર, નમણી ને ભવ્ય મૂર્તિ તૈયાર થઈ હતી.

મૂર્તિનું સ્મિતભર્યું મુખ, એનાં કરુણાભર્યાં નયનો, એનો સ્નેહભાવથી ચમકતો ચહેરો જોઈને સૌએ આનંદ ને આશ્ચર્ય અનુભવ્યાં. નાનકડી તાઓના આનંદનો તો પાર ન હતો.

(ચીનદેશની એક વાર્તા પરથી)

## શબ્દસમજૂતી

**અનાથ** નિરાધાર **ચીવટ** કાળજી **ચોખ્ખુંચણક** સ્વચ્છ **ભિક્ષુ** સાધુ **મૂલ્યવાન** કીમતી **કમભાગી** કમનસીબ **બીબું** કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું **ગફલત** બેદરકારી **તથાગત** જ્ઞાની (અહીં) ભગવાન ગૌતમ બુદ્ધ

## રૂઢિપ્રયોગો

**દિલ જીતી લેવું** - પ્રિય થઈ જવું **ઝળઝળિયાં આવવાં** - આંખમાં આંસુ આવી જવાં **જીવની જેમ સાચવવું** - ખૂબ જતન કરવું



# 5. અમે બાંધવો સરદારના

ઉષા ઉપાધ્યાય

પ્રસ્તુત શૌર્યગીતમાં કવિએ થાક્યા કે હાર્યા વગર મંજિલ સુધી પહોંચવા માટે હિંમત અને સાહસથી માર્ગમાં આવતી મુશ્કેલીઓનો સામનો કરી આગળ વધી જીવનપંથ ઉજાળવાની વાત સમજાવી છે.



થાકો નહીં, હારો નહીં
થોભો નહીં મઝધારમાં,
મંજિલ નથી કૈં દૂર
હો હિંમત અગર કિરદારમાં,

થાકો નહીં...

હો પ્હાડ રસ્તામાં ભલે
સાથી ચલો, આગે બઢો,
સાહસભર્યા કદમો થકી
ઝૂકશે કદમમાં એ નક્કી.

થાકો નહીં...

ગાંધી અને મહાવીરના
વારસ અમે કરતારના,
ના આફતો રોકે કદી
અમે બાંધવો સરદારના.

થાકો નહીં...

## શબ્દસમજૂતી

**મઝધાર** પ્રવાહની મધ્યધારા **મંજિલ** મુસાફરી કે યાત્રાનો પડાવ, ધામો **અગર** અથવા, જો **કિરદાર** (અહીં) મંજિલ સુધી પહોંચવા મથતું પાત્ર **કદમ** ડગલું **વારસ** મરનારની મિલકત, જવાબદારી, હક દાવો વગેરેનો હકદાર **કરતાર** કરનારું, બનાવનારું, રચયિતા **આફત** મુશ્કેલી, દુઃખ, સંકટ **બાંધવ** ભાઈ, સગો

